# સમર્પણ.



ગુર્જરેશ્વર શ્રીમન્ મહારાજા શ્રી સયાજીરાવ મહારાજ
ગાયકવાડના નિજ મંત્રી, પ્રાચીન અર્વાચીન ભાષા
ઓના મહાન્ પંડિત, સૌજન્ય સુધાસિંધુ

**નામદાર મનુભાઇ નંદશંકર મહેતા.** એમ, એ, એલએલ, બી.

## એમને

પ્રાચીન ભાષા ઉપરના અપૂર્વ પ્રેમ અને મારા ઉપરની
મમતાની લાગણીથી લોભાઇ તેમની સ્નેહભરી પરવા-
નગીથી આ ચતુરાઇ ભર્યો પ્રાચીન લઘુ ગ્રંથ
અર્પણ કરી કૃતાર્થ થાઉં છુ.

કૃપાભિલાષી
**જગજીવન દયાળજી મોદી.**

---

જેની કીર્તિ દિગંત સારી પ્રસરી સત્કાર્યસંઘે કરી
કાઢ્યું નામ નરેશમાં જગતના આભાવડે આકરી
દીધું નામ ભૂલાવી ભોજ નૃપનું વિદ્યા પ્રતાપી વરી
એવા ભૂપ સયાજીના સચિવની પદ્મી દીપાવી ખરી. ૧

જાણ્યું ઇન્દ્રતણાય મંત્રી પદને છે યોગ્ય રૂડી રીતે
નીતિ ન્યાય નિપૂણ શાસ્ત્ર સહુના જે મર્મ જાણી શકે
એવું યોગ્ય વિચારી વિશ્વપતિએ યોજ્યા મનુભાઇને
શોભાવા પદ ગુર્જરેશ્વર તણા મંત્રી તણું ચાહીને. ૨

જે છે કાવ્ય રસજ્ઞ ને રસિકના ચૂડામણિ શોભિતા
છે પંડિત સમાજમાંહિ સહુના નેતા વિજેતા સદા
કીધી વશ્ય વિધાતૃજા બહુ વિધે યત્ને કરીને ખરી
છે ના વાત અગમ્ય કો, ન મતિએ કુંઠિત દીસે જરી. ૩

પામ્યા જન્મ મહાન નંદકુળને રત્નાકરે રત્નશા
તેજસ્વી પ્રતિભાથી ભાસ્કર સમી આભા પ્રસારી રહ્યા
દીપાવ્યું નિજ નામ સચ્ચરિતથી સૌજન્ય સિંધુ મહા
ગંભીરાઇ અધિક ગૌરવ ભરી આવી વસી છેજ ત્યાં. ૪

છે મંડિત સમસ્ત સદ્‌ગુણ ગણે, વાણી તણી માધુરી—
વેરીને પણ શક્ય વશ્ય કરવા, પીયૂષની નિર્ઝરી.
પ્રેમે આર્દ્ર સદૈવ છે હૃદય ને સદ્ધર્મમાં છે રતિ
રાકેન્દુ સમ શોભતા સ્વજનમાં નિત્યે મધુરાકૃતિ. ૫

---

# પ્રસ્તાવના.



આ પ્રાચીન પુસ્તક પ્રગટ કરવાનો ઉદ્દેશ, લોકરંજનના કરતાં ગુજરાતી ભાષાનું સ્વરૂપ જાણવાની જીજ્ઞાસા રાખનારાઓની સેવા બજાવવાનો વિશેષ રાખ્યો છે; તેથી ગુજરાતી ભાષાના ઇતિહાસમા એ પુસ્તક કંઇક મદદગાર થઇ પડશે અને એ વિષયના વિદ્વાનોના આદરને પામશે તો હું મારો શ્રમ સફળ થએલો માનીશ.

આ પુસ્તકમાં પ્રાચીન ગુજરાતી ભાષાનો એક પદ્યગ્રંથ અને એક ગદ્યગ્રંથ છે. "કાન્હડદે પ્રબંધ", "વિમલ પ્રબંધ" વગેરે પ્રાચીન ગુજરાતીના પદ્યગ્રંથો પ્રગટ થયેલા છે; પરંતુ એવો એક પણ ગદ્યગ્રંથ અત્યાર સુધીમાં પ્રગટ થયો નથી; તેથી આ માહેલો ગદ્યગ્રંથ એ ભાષામાં આ પહેલોજ પ્રગટ થયો છે જે ગુજરાતી ભાષાના અભ્યાસીઓને વિશેષ ઉપયોગી થઇ પડશે એમ આશા રાખવામાં આવે છે. આ ગ્રંથમાં પ્રાચીન ગુજરાતી પદ્ય તથા ગદ્ય, અને તેની સાથે તેજ પ્રાચીન ગદ્યનું હાલની ભાષામાં ગદ્ય આપ્યું છે, એટલે ભાષાનો વિકાસ જોનારાઓને સરખામણીને માટે એ ત્રણે સાથે જોવાનું બહુ ઉપયોગી અને રસુજી થઇ પડશે. કેટલાક તરફથી એમ કહેવામા આવતુ કે પ્રાચીનકાળે—અથવા મધ્યકાળમાં—ગ્રંથો પદ્યમાજ લખાતા, ગદ્યમાં કંઇ લખાતુંજ નહિ, પરંતુ આ આખો ગ્રંથ ગદ્યમાં લખાયલો જોઇ તેઓને પોતાની માન્યતા બદલવી પડશે. આજની પેઠે પહેલાં પણ ગદ્ય લખાતું તેની એ પુરતી સાબીતી છે, એટલુંજ નહિ પણ બીજા પણ કેટલાક પ્રાચીન ગદ્યગ્રંથો હસ્તલિખિત મે જોયેલા છે, જે પ્રભુ કૃપાએ અનુકૂળતા મળશે તો હું પ્રગટ કરીશ, તે જોઇને એ બાબતની વિશેષ ખાત્રી થશે. આમા આપેલા બંને ગ્રંથો એકજ વાર્તાના છે, બંનેમાં વાર્તાઓ લગભગ સરખી છે, અને તે એકજ સૈકામા થોડા થોડા વરસને અંતરે રચાયા છે એટલે તેમની ભાષામા ઘણું મળતાપણું છે.

લોકમાં બોલાતી ભાષા કરતાં ગ્રંથની ભાષા હમેશા ઉંચા પ્રકારની હોય છે, અને તેમાં પણ ગદ્ય કરતાં પદ્યની ભાષા તો જુદાજ પ્રકારની

હોય છે એટલે તેના ઉપરથી અમુક કાળની ભાષાનો તોલ બાંધવામાં ખરૂં જોતાં એક જાતની ભૂલજ થાય છે. અમુક કાળે વપરાતી લોક ભાષાનું ખરૂં સ્વરૂપ સમજવાને માટે તો તે કાળની ગદ્ય લખાણુમાં વપરાયલી ભાષાજ વધારે ઉપયોગી થઇ પડે. તે કારણુથી આ પુસ્તકમાંનો ગદ્યગ્રંથ વધારે ઉપયોગી છે એમ મારૂં માનવું છે.

આ પુસ્તકમાંનો પદ્યગ્રંથ—श्री वैताल पंचविंशी रास—સંવત ૧૬૧૯ માં રચાયલો છે એટલે એની ભાષા ૧૬ મા ૧૭ મા સૈકાની છે. અને विमल प्रबंध તથા कान्हडदे प्रबंधની ભાષા સાથે તે ઘણી રીતે મળતી આવે છે. ગદ્યગ્રંથ રચ્યાની સાલ ગ્રંથને અંતે કે બીજે કોઇ ઠેકાણે આપેલી નથી; પરંતુ ગ્રંથારંભે લેખક પોતે પોતાને પં. શ્રી. હીરવિજયસૂરીના શિષ્ય જણાવે છે; અને પં. શ્રી હીરવિજયસૂરી મોગલ શહેનશાહ અકબરના વખતમાં થઇ ગયા છે. સં. ૧૬૨૯ માં અકબરના દરબારમાં તે પોતે હતા અને તેમણે અકબરને કેટલાક ચમત્કારો બતાવેલા કહેવામાં આવે છે. એટલે કે ગદ્યગ્રંથ સં. ૧૬૨૯ પછી કે એ અરસામાંજ લખાયો છે તેથી એની ભાષા પણ ૧૬ મા ૧૭ મા સૈકાની ભાષાની છે. એ રીતે એ બંને ગ્રંથો ૧૬ મા ૧૭ મા સૈકાની ભાષાનું સ્વરૂપ સમજવાને ઉપયોગી થઇ પડશે એમ મારૂં માનવું છે.

બંને ગ્રંથના રચયિતાનો ગ્રંથમાં સ્પષ્ટ નામનિર્દેશ નથી. ફક્ત वैताल पंचविंशी રાસના રચયિતા સંબંધે ગ્રંથાન્તે ઉલ્લેખ છે કેઃ—

तपगछ नायक भुवनदिणेह, श्री श्री सोभाग्यहर्षसुरिंह;
तसपटि सोहिं गुणगेह, जयवंता विहिरीं जगमेह.

गुरुश्री सोमविमलसूरिराय, प्रणमुं अहनिसि तेहना पाय;
तस पंडितवर प्रधान, लक्ष्मीभद्र नांमि सुविहाण.

सीस सीरोमणि पंडितराय, उदयशीलगणी प्रणमुं पाय;
चारित्रशील पंडित तस सीस, सपरिवार वंदु नीसदीस.

प्रमोदशील पंडित गुरुराय, ते सहि गुरुना प्रणमी पाय;
करी चोपाई नाम वेताल, पचवीसेंप कथा रसाल.

એમાં પ્રમોદશીલ પંડિત ગુરુરાય એમ લખ્યું છે તેથી પ્રમોદશીલના કોઇ શિષ્યે એ કાવ્ય લખેલું હોવું જોઇએ; અથવા પ્રમોદશીલે પોતે પોતાના ગુરૂને પ્રણામ કરીને એ કાવ્ય લખ્યું હોય. આગળ ચાલતાં એમાં લખ્યું છે કે, विनोद रस रचि देव सील, भणतां गुणतां उपजे लील. તે ઉપરથી એના લેખક પ્રમોદશીલના શિષ્ય તે દેવશીલ હશે એમ પણ ધારી શકાય છે. પ્રમોદશીલ કે દેવશીલના જીવન સંબંધી કંઇ હકીકત મને ઉપલબ્ધ થઇ નથી.

ઘણી તપાસ કરવા છતાં બંનેની એક એકજ પ્રત મને મળી છે. પદ્યપ્રત ઘણી શુદ્ધ હતી પણ ગદ્ય પ્રતમાં લેખક દોષો ઘણા હતા, બંને પ્રતમાં ફક્ત લેખક દોષો સુધાર્યા શિવાય મેં બીજો કશો સુધારો કર્યો નથી.

પદ્ય ગ્રંથ रास મને રા. રા. ચિમનલાલ ડી દલાલ તરફથી વડોદરાના જૈન જ્ઞાનમંદિરમાંથી પ્રવર્તક મુનિશ્રી કાન્તિવિજયજી મહારાજના પુસ્તક સંગ્રહમાંથી મળ્યો છે, અને તેને માટે પૂજ્ય મુનિશ્રીનો તથા રા. ચિમનલાલનો હું અંતઃકરણથી ઉપકાર માનું છું. ગદ્ય ગ્રંથ વેળાછાના રા. રા. મોદી વ્રજલાલ સુંદરલાલને મળેલો જે તેમણે મને મોકલી આપ્યો હતો. જેને માટે એ ભાઇનો પણ હું અંતઃકરણથી ઉપકાર માનુંછું. પદ્યગ્રંથ रास વડોદરાના જૈનજ્ઞાન મંદિરમાં મેં પાછો આપેલો છે અને ગદ્ય ગ્રંથ પ્રાચીન હસ્તલિખિત પુસ્તકોના સમૂહમાં વડોદરાની સૈન્ટ્રલ લાઇબ્રેરીમાં મૂકવાને આપ્યો છે. જેને અસલ ગ્રંથો જોવાની ઇચ્છા હોય તેણે ત્યાંથી જોઇ લેવા વિનંતિ છે.

વાચકને આ પુસ્તકનો ગ્રંથ પરિચય કરાવવાની કંઇ જરૂર નથી. કવિ શામળભટ્ટની મડાપચીસીની વાતથી ગુજરાતમાં કોણ અજાણ્યું છે? તેજ વાતો મૂળ રૂપે જૂની ભાષામાં આમાં છે. વૈતાલ પચીસીનું મૂળ કથાસરિત્સાગર અને બૃહત્કથામંજરી વગેરે સંસ્કૃત ગ્રંથોમાં છે. અને તેમાંથી હિંદી, મરાઠી, બંગાલી વગેરે અનેક ભાષાઓમાં તેનાં કંઇ કંઇ ફેરફાર અને વધારા સાથે ગદ્યમાં અથવા પદ્યમાં ભાષાન્તરો થયેલાં છે. બંગાલાના પંડિત જીવાનંદ બી. એ. પ્રકાશિત શ્રી જંભલદત્ત પ્રોક્ત પણ સંસ્કૃતમાં એક વૈતાલપંચવિંશી છે. એ બધામાં વાર્તાઓની ઘટનામાં કંઇ કંઇ ફેરફાર છે અને કોઇ કોઇમાં એક બીજાથી જુદી જુદી વાર્તાઓ છે.

બધા પુસ્તકોની વાર્તાઓ જો મેળવવામાં આવે તો એકદરે ૨૫ કરતાં પણ વાર્તાઓ વધી જાય બધી વાર્તાઓ કરતા શામળભટે વાર્તાની શરૂઆતમાં ગુરૂ શિષ્યની સ્વત કલ્પિત ચમત્કારિક આખ્યાયિકા મૂકી વાર્તાને વિશેષ રસિક બનાવી છે. એ આખ્યાયિકા અહિં આપવા કરતાં શામળભટ્ટના પુસ્તકમાજ વાચી લેવાની વાચકને ભલામણ કરૂ છું.

આ નાની પ્રસ્તાવનામા પ્રાચીન ગુજરાતી ભાષાની ઘટના સબધી લખવાનુ તથા વૈતાલ પચવીસીની વાર્તા ઉપર વિવેચન કરવાનું દુરસ્ત ધાર્યું નથી. તેમ હાલ જગતમા ચાલતા મહાન્ યુદ્ધને લીધે થઇ પડેલા કાગળના દુષ્કાળને લીધે તેમ કરવુ બની શકે એમ પણ નથી. પદ્ય ગ્રન્થને અને ભાવા સમજવા પુરતી થોડીક ટીકા આપી છે, અને ગદ્યનું તો મૂળને વળગી રહીને ગદ્યમાજ ભાષાન્તર આપ્યું છે, એટલે ગ્રથ સમજવાને સામાન્ય વાચકોને સુગમ પડશેજ. વિદ્વાનો તો આપોઆપ ભાષાની ઘટના સમજી શકશે

પ્રાચીન ગુજરાતી ગ્રથોનો સમુદ્ધાર કરવાને ગુર્જર નરેશ શ્રીમંત સયાજીરાવ મહારાજ ગાયકવાડ મુક્ત હસ્તે ઉદાર આશ્રય આપે છે; અને શ્રીમતના તેવા આશ્રય વડેજ આ ગ્રથ પ્રસિદ્ધિને પામે છે. નહિ તો આવા પ્રાચીન ભાષાના ગ્રંથનો થોડાક ગણ્યા ગાંઠ્યા વિદ્વાનો શિવાય કોણ ભાવ પુછે એવુ હતું ? શ્રીમતનો એ આશ્રય અપાવવામા વડોદરા રાજ્યના નાયબ દિવાન મે. મનુભાઇ નદશકર મહેતા તથા વિદ્યાધિકારી મે. મસાણી સાહેબનો મારા ઉપર ઘણો ઉપકાર થયો છે. તેમજ વખતો વખત જોઇતી મદદ આપવા માટે ગુજરાતના સમર્થ પડિત શ્રીયુત હીરાલાલ વ્રજભુખણદાસ શ્રોફ તથા મે છગનલાલ ઠાકોરદાસ મોદી તથા રા. ગ ગોકળદાસ મથુરાદાસ શાહ બી એ એલ એલ બી. અને 'કેળવણી' ના તત્રી સાક્ષરશ્રી છોટાલાલ નરભેરામ ભટ્ટનો અત:કરણથી ઉપકાર માનુ છુ. કાગળની અછત છતા કાળજીથી ટુક મુદતમા પુસ્તક છાપી આપવા માટે "લુહાણા મિત્ર" પ્રેસના મેનેજર ભાઇ વિઠ્ઠલદાસ આશારામનો પણ ઉપકાર માનુ છુ

રગપચમી સ. ૧૯૭૨,

વડોદરા

જગજીવન દયાળજી મોદી,

श्री गोडीराय नमः

# श्री वैताल पंचविंशीरास.

## दूहा.

सरसती सामिण पय नमी, मागु उचित पसाय;
कासमीर मुख मंडणी, वांणी दिउ मुझ माय. १
ब्रह्मापुत्रीनिं नमुं, कमल कमंडल साथ;
एक करि वीणा धरी, पुस्तक यमणिं हाथि. २
हंसवाहनि हरखिं रमिं, करिं जगलील विलास;
जे जग मूरख मांनवी, तेहनी पूरे आस. ३
हीइं सुख दुखीआ नरा, सुखीआ संपति कोडि;
मूरखनि विद्या दिइं, जुं समरे परहोडि. ४
होडि जीपिं सयलजग, जुं दिं सरसति सिद्धि;
पणि जे मूरख मांनवी, लहें अनंति बुद्धि. ५
बुद्ध दीउं मुझ माउली, हुं छुं तोरो दास;
विनोद कथा हवि बोलवा, पूरिं मननी आस. ६
भगतिजन प्रतिपालिका, तुं त्रिभुवननी मात;
कहुं कथा वेतालनी, जे छि जगविख्यात. ७
कर जोडि छिं विनती, करुंजि मोरी माय;
एहनी करतां चौपाई, ठवज्यो अक्षर ठाय. ८
हवि हुं प्रणमुं सद्दिगुरु, जे विद्यादातार;
गुरु पय पुंजि पांमीइं, मनवंछित जयकार. ९

गुरु दीवो गुरु देवता, गुरु गंगा केदार;
गुरु पुष्कर गुरु धर्मधुर, गुरु छि विद्याधार. १०
गुरु विण मोक्ष न पांमिइं, गुरु विण न हुइं बुद्धि;
गुरु तुठि सवि पांमिइं, विद्या धननी सिद्धि. ११
मूरख जंपि जेह वयण, ते गुरु तुं छि राय;
वरण मात्र जिणि शीखविउं, ते प्रणमुं गुरु पाय. १२
हविं बोलि सहुं गुणकथा, विक्रमराय संबंध;
तेह विनोद जे जे हुआ, सुणज्यो तास प्रबंध. १३
जंबुद्वीप मांहि अछें, भरते खेत्र सुविचार;
तस मधें बहु देश छें, अंग बंग मल्हार. १४
ते सवि मांहि मूलगुं, चारु मालव देश;
तिहां उजेणि वर नयर, सिप्रा वहिं सु विशेस. १५

## चउपाई.

गढ मढ मंदिर पोलि पगार, जिणहर सुंदर बहु विस्तार;
घरघर नारि रंभाजिसी, जाणे अपछरनी उरवसी. १६
ठामठाम नाटक नवरंग, विवहारिआ वसि तिहां चंग;
ब्राह्मण वेदशास्त्र अभ्यासी ई, खित्री खांडे मन उल्लसीइं. १७
वाडि वन नंदन अवतऱ्या, दुहुं दीसिं सजळ सरोवर भऱ्या;
नगरमांहिं चुहुटानी उंलि, तलियातोरण पेखिं पोलि. १८
राजभुवन ते सोहें अपार, सबल गढ कोठा विस्तार;
मांहिं मंदिरनी मोटी वात, भूमि भली सोहावें सात. १९
ठामि ठामि ढाल्या वलि कान, मूरख जाणे पाणि साच;
मूरिख जे नवि जाणि भेय, उतारी पग मोजां तेय. २०

कोसिसा सोवनमें धऱ्या, माणिक्य मोती हीरे जड्या;
अंते उरि पद्मनी हम्ननी, रूपें करी रंभा मोहनी. २१
राज करें इहां विक्रमराय, परदुःख कातर जे कहेवाय;
इस्युं विरुद जगमांहि वहि, जाण जाणसुं हुइ को लहे. २२
साहसवंत प्रतापि धीर, कंदर्परूप समान सरीर;
मोटी कांति तेहनो धणी, प्रजापालनी विद्या घणी. २३
गंधर्वसेन रायनो पुत्र, देसदेमाउर राखी सुत्र;
कुलदीपक कुलनो आधार, राजकुली रूडी परमार. २४
यम जग राम जपि सहु कोय, तिम विक्रमने वंछित लोय;
सूरवीर सेवे सारें सेव, उलग करें सहु दाणवदेव. २५
राजकुली सोहें छत्रीस, राजा पुरि मनह जगीस;
कंदब मोरी यादव परमार, चंत पोदक छेद पडिहार. २६
सकलबूक पोलिक मकुआण, द्विकंध डाभी चहुआण;
वागडीआ सरकट मर्गणिर, राजपालक कछवा अदघेर. २७
हरि संचत धान्यपाल गोहिल, करटक पाल सिलाखंडदेल;
कालंवरिक चोलुक्य सिंधुआ, पहिलो तव रुणं सोलंकी हुआ. २८
इरकागवंशि अने डोडीआ, राठोट राज कुले जाणिआ;
ए राजकुली छत्रीसज सार, पालि रादयसुं करतार. २९
वर्णे प्रधाने घरो राय, सेठ सेनापति महितां माय;
सभा पूरी बिठो एकवार, योगी एक आवीउ तिणवार. ३०
फल एक मुंकी भेट्यो राय, क्षण एक बिसी उठी जाय;
दिन दिन प्रति फल आणें एक, राजा प्रणमि धरी विवेक. ३१
एकवार योगी वरसंनि, फल आणि मूकें मन खंति;
फल मूकें ते राउ संगि, मांकड एक रमें मनरंगि. ३२

मांकटनि राइं फल दीध, ते फल लेई भक्षण कीध;
फलमांहिंथी रयण निसरे, राजा हइडि कौतिक धरे. ३३
दिहाडिनां फल लावें जेह, राजा मागें सघलां तेह;
ते फल राए आणाव्यां जाम, भंडार थकी लेट आव्यो ताम. ३४
प्रधाने आणीने दीध, थाली मांहिं ते कटका कीध;
सघला मांहिंथी रयण निसरे, पारख तेहुं राय उचरे. ३५
आव्यो पारख जोइं रयण, राय अवधारो मोरुं वयण;
सवालाख टका एक लहिं, अस्यो वयण पारख ते कहिं. ३६
तव जोगिने पूछे इस्युं, एवडो भार चडावो किस्युं;
ठाले हाथें राय भेटणुं, करतां होइं दुःख घणुं. ३७

यतः

रिक्तपाणिर्न पश्येत राजानं देवतां गुरुं।
निमित्तकं विशेषेण फलेन फल मादिशेत् ॥ ३८

चउपई.

बोलि राय कहो तुमें स्वांमि, पाउ धार्या छो जेणि कांमि;
कहो स्वांमि जिम सारुं काज, योगी कहिं ई सूणो महाराज. ३९

यतः

षट्कर्णो भिद्यते मंत्रः चतुष्कर्णः स्थिरो भवेत्।
द्विकर्णः स्थीयते मंत्रः ब्रह्माप्यंतं न गच्छति ॥ ४०

चउपइ.

घणा पुरुष छि स्वांमी इंहां, आपण जइइं नवरुं जिहां;
इस्यो वयण तेहनुं सांभली, राजा मननी आस्या फली. ४१

बिहूंई जइ बिठा एकांति, योगी वात कहें मन खंति;
राजा सांभलि मोरी वात, गोला नांमिं नदी विख्यात. ४२
माहा मसांण अछें तिण ठाय, काली चउदस जोई राय;
तिणि दिन मंत्र अघोर सधाय, जो तुं उत्तरसाधक थाइं. ४३
राय पूछि तिणें साधि होंइं किस्युं, अष्ट महासिद्ध फल पामसुं;
अष्ट महासिधि केहा नाम, पूछें राय योगी कहितांम. ४४
मोह१ पराक्रम२ सत्व३ अणिमा४, गरिमा५ महिमा६ महिलाघमा७
आपत्ति८ ए नांम आट होय, ए अष्ट महा सिद्धराय जोय. ४५
लक्षण बत्रीस अनिधीर, उत्तरसाधक कीजे वीर;
तुं दीसे छें राजा इस्यो, तुज दीठिं मुज मन उल्हस्यो. ४६
कहि राजाए आतर कसि, काज तुंमारुं करस्युं हसि;
योगि गयो निज स्थानिक जिहां, छें उतारो आप्यो तिहां. ४७
इंम कहेंतां दिन आव्यो जांम, योगी उपस्कर लेइ तांम;
रायप्रति कहें तेह दिन आज, मया करी आवो महाराज. ४८
इहांथी गाउ अढिनें अंत, सीस वृक्ष अछें एकांत;
तोणिं वृक्षिं शब बांध्युं एक, ते लेइंनें आवो छेक. ४९
पाणि राजा बोलजुं नहीं, जो बोलिस तो जास्यें सही;
मौन करी आवे तुं राय, जिम ए विद्या पूरी थाय. ५०
कही वयण योगी संचर्यो, सीस वृक्ष भणी निसर्यो;
मौन पणित सुहड थइ न सीसवें चढि, छेद्या बंध शब हेटुं पडी. ५१
मूइं नांखिनें उतर्यो राय, शबवळग्यो जइ तोणि ठाय;
वलि वृक्ष उपरि राजा चडि, शब बांध्यो जांणे गांठडी. ५२
लेइ शबनें चाल्यो जांसिं, राय प्रतिं सब बोल्यो तांसिं;
अहो राजा तुं विक्रम वीर, कांइ वात कहो धीर. ५३

## चउपाई.

सुण राजा तुं माहरी वाण, वणारसी नयरी आहि ठाण,
प्रतापकुल राजा तिणें ठाय, पालि राज टाळी अन्याय. ६३
मुगटसेखर राजानो पुत्र, प्रधाननो पुत्र छें तेहनिं मित्र;
बूधिसागर नाम तेहज तणुं, घाणि बुद्धि रुपें अतिघणुं. ६४
राजकुंअर बूद्धिसागर दोय, चाडि तोरंगमि पहूता सोय;
सब कटक लेइ परिवार, चडिउं आहेडि राजकुमार. ६५
चंचल चपल कुंअर ते चड्या, वाट भूला वे अटवीमां पड्या,
बेडि मझारि सरोवर चंग, देखि कुंअर धरि मन रंग. ६६
हंस मयुर कलिरव करि, सारस मउआड घणां तरि;
चक्रवाक बगला रहि जोडि, नाना प्रकार कमलनी कोडि. ६७
बिहूं कुंमरें तिहां पीधूं नीर, हूंउं संतोष ने ठरु सरीर;
चडी तुरंगमि चाल्यो चरि, दीठो प्रसाद बिहूं कुमरि तिसि. ६८
ते योवा आवें तणि ठाय, यतपति बहूलि देखि माय,
थंभ२ पूतली सुचंग, तळिया तोरण मंडप रंग. ६९
प्रसादमांहि पिठा जसि, मूरति शिवनी दीठी तिसें,
माहादेवनें करें जुहार, उमया गंग तणो भरतार. ७०
शिव प्रणमीनि पाछो वलि, कुंमर बेंठो मंडप तलि,
मूरत आंतरि रहिउं प्रधान, शिव समरि ते बूधिनिधान. ७१
तिण अवसरि एक राजकुमार, करि स्नांन आवी शिवद्वार;
पूजा करि शिव उमया तणी, कमलपूफ वर्यो मन घणी. ७२
शिवपूजी रंग मंडपें जाइ, बिठो कुमर दीठो तिणें ठाय.
पेखिउं कुंअरि सुंदर सुकमाल, रुपवंत ते दीठो बाळ. ७३

श्लोक.

नीलजीमूतशंकाशं ऊर्ध्वकेशं भयावहम् ।
वर्तुलाचक्षं निर्मांसं कालरूपं भतिष्ठितम् ॥ ५४

दूहा.

किस्युं रुप ते सवतणुं, यस्यो अंधारे मेह;
जांणे काजल सरि भरिउं, अस्युं रुप छि तेह, ५५
भयंकर भेरव हूंइं जसो, वलि मरि उभा केम;
उघाडुं मुख लोयणां, माहा भयंकर वेस. ५६
रुपे सव दिसें निग्वर, बोलि वाण हसंत;
गीत शास्त्र विनोद करी, उत्तम दिवस गमंत. ५७

श्लोक.

गीतशास्त्रविनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन हि मूर्खाणां निद्रया कलहेन वा ॥ ५८

दूहा.

कांइ कथानक कहो तुंमे, कांइक कहिस्युं अह्म;
मारग इंणिपरि निसरिं, जम सिझे सवि मर्म. ५९

यतः

कलहंताभक्षंता भय सत्तंता कथायणे लग्ग
नेहेणयउद्दसिया पंचविमगा पलोयन्ति. ६०

दूहा

राजा आंगली उंची करे, बोलि सव तणी वार;
कही कथानक हिवइं किसी, ते सुणज्यो नरनार. ६१

चउपाई.

सुण राजा तुं माहरी वांण, वणारसी नयरी आहि ठांण,
प्रतापकुल राजा तिणें ठाय, पालि राज टाळी अन्याय. ६३
मुगटसेखर राजानो पुत्र, प्रधांननो पुत्र छें तेहनिं मित्र;
बूधिसागर नांम तेहज तणुं, घाणि बुद्धि रँ अतिघणुं. ६४
राजकुंअर बूद्धिसागर दोय, चाडि तोरंगमि पहूता सोय;
सब कटक लेइ परिवार, चडिउं आहेडि राजकुंमार. ६५
चंचल चपल कुंअर ते चड्या, वाट भूला वे अटवीमां पड्या;
बेडि मझारिं सरोवर चंग, देखि कुंअर धरि मन रंग. ६६
हंस मयुर कलिरव करिं, सारस मळआड घणां तरि;
चकवाक बगला रहिं जोडि, नाना प्रकार कमलनी कोडि. ६७
बिहूं कुंमरें तिहां पीधुं नीर, हूउं संतोष ने ठरुं सरीर;
चडी तुरंगमि चाल्यो चरिं, दीठो प्रसाद बिंहूं कुंमरिं तिसिं. ६८
ते योवा आवें तणि ठाय, यतपति बहूलि देखि माय;
थंभ २ पूतली सुचंग, तलिया तोरण मंडप रंग. ६९
प्रसादमांहि पिठा जसिं, मूरति शिवनी दीठी तिसिं;
माहादेवनें करें जुहार, उमया गंग तणो भरतार. ७०
शिव प्रणमीनिं पाछो वलि, कुंमर बेंठो मंडप तलिं;
मूरत आंतरिं रहिउं प्रधान, शिव समरिं ते बूधिनिधांन. ७१
तिंण अवसरिं एक राजकुंमार, करि स्नांन आवी शिवद्वार;
पूजा करि शिव उमया तणी, कमलपूफ वध्यों गन घणी. ७२
शिवपूजी रंग मंडपें जाइं, बिठो कुंमर दीठो तिंणि ठाय.
पेखिउं कुंअरिं सुंदर सुकमाल, रुपवंत ते दीठो बाल. ७३

करी नरिक्षण हरखी हीइं, एह वर जो शिव मुझनिं दीइं;
कुंमरीनिं मन हूउं उमाह, ए वर देजे तुं जगनाह. ७४
कुंमरी रुप न लाभि पार, उर्यरिं पहिर्यो एकावल हार;
कांनें झाल खरिं खिटली, मस्तकें जटित राखडी वली. ७५
कुंमरी मनसुं चिंति जांम, कुंमरइं नारी दीठी तांम;
देखी कुंमरी चिंते भूप, के ए रंभा अपछर रुप. ७६
सरिं सिंथो सिंदूरे भर्यो, वेणिमसि वासिग अवतर्यो;
भलो गोफणो वेणीमांन, निल्वट टीली रुंडि वांन. ७७
सोवन चूडीनें बहिरखा, बाजुबंध सोहें नवलखा;
कटिमेखला रुडां झूमणां, कंठि नगोदर सोहामणां. ७८
पाये झांझरना झमकार, वली२ घूघरना धमकार;
पीतपटोली पहिरीखरी, चरणे जडी कनक घूघरी. ७९
बालातणा ते कंचूक कस्या, सहजें अधूर तस विद्रुम जस्या;
वली विशेष तंबोलें रंगि, कपूर कस्तुरी महिकें अंग. ८०
पद्मनि सरखि अंगि नार, जांणें आपें घडि किरतार;
अभिनव रुप न लाभें पार, वली कीधा सोलें शृंगार. ८१
हावभाव नव२ परि करिं, सहजे देवतणा चित हरे;
राइ कुंमरी दीठी जांम, भूपत मनसुं चिंतें तांम. ८२
महादेवजी चिंता करिं, तो ए नारी मुझनें वरे;
सुरकंन्या रंभा पद्मनी, किं इंद्राणी कें मोहनी. ८३
मनसुं दुख धरें ते बेअ, को केहनो नवि जांणे भेअ;
तव ते कुंमरी करिं उपाय, जोइ परिक्षा तिणें ठाय. ८४
चतुर नर होईसें एह, करी समस्या लेहस्यें तेह;
ठांम नांम जणावा भणी, करिं समस्या नारी घणी. ८५

लेई कमलनें माथें धरि, तेहज कानें वली अणुंसरि;
दंत धरीनें स्तवणे दीइं, तिहां थकी वलि मुंके हीइं. ८६
एह अहिनाणें करिनें जाइं, राजकुंमरी आवी निज ठाय;
देखी नारीतणु बहू रुप, पंचबाण ते वेंध्यो भूप. ८७
शोषन मोहन तापन एह, उन्मादन उचाटन जेह;
पंचबाण ते वेंध्यो भूप, प्रधांन पुत्र नवि लहिं स्वरुप. ८८
बुधिसागर आव्यो तिहां जिसें, राय चिंतातुर दीठो तिसें;
करजोडीनिं पूछे प्रधांन, कहो स्वामी हूं मागूं मान. ८९
तुह्मनें चिंता होइं जेह, कहोनि स्वामी अमनि तेह;
मूंकी लाज कहें ते वीर, सुंण बांधव तुं साहस धीर. ९०
एक कुंमरी आवी शिव भणी, सहीयर साथि हती घणी;
ते देखी चिंता मुजनें थइ, क्षण एक रहीनें मंदिर गइ. ९१
प्रधानपुत्र बोल्यो तेणिवार, कांई कथन कह्युं तिण नार;
राजकुंमर कहि सुंणि प्रधांन, नहिं कथन पण कीधी सांन. ९२
मस्तकि कर्ण दंतनें पाय, तेहनें कमल वली हियडें लाय,
इस्युं कथन सुंणीनें कहें, इंणि अहिनांणें पश्रय ते लहिं. ९३

यतः

आकारै रिङ्गितैर्गत्या चेष्टया भाषणेनच ।
नेत्रवक्त्रविकारेण ज्ञायतेऽन्तर्गतं मनः ॥ ९५

चउपइ.

सूंणि राजा तुं मोरो वयण, ते कुंमरी सही नारी रयण;
तिणें तुह्मनें सघलूं इं कह्युं, कांइ कुंमर तुंझे वलतुं कह्युं. ९९

माथाथि जेणें कांनें दीध, ते तु नगर अहिनांण कीध;
कर्णकूप तु मारुं गांम, दाते दंतवट भूपति नांम. ९६
मूंकि कमल चरणे वलि जेय, पद्मावती कुंमरी जांणेय;
हिइं धर्यो येणि तेणिवार, प्रांणनाथ तुं राय अवधार. ९७
मंत्रि वयण सुंणिनें कहिं, लहिं भेद इंहां कुण रहें;
कहे कुंमर सुणो प्रधांन, तिहां जइनें नमसुं धांन. ९८
प्रधांन पूत्र ते मोरें थाइ, पग जोयंतां वाटि जाय;
वाहि चरणनें मारग थया, कुंमर दोइ तिणें नगरें गया. ९९
दश दूअडी वसि तेणि नयरी, चित्त चालिनें जांणें पयरि;
तेहतणुं हवें सुणयो नांम, राय रांकनां सारे कांम. १००

## दूहा.

वेश्या[१] मालिण[२] वइदणि[३] छिंपी[४] धात्री[५] दासी[६]
सइणि[७] संन्यासणि[८] कापडिण[९] डोसी[१०] दसें विमासि. १०१
दोइ कुंमर मालिणतणिं घरि जइ कीध जूहार,
आसण बेसण दीधां घणां मांडिउ विनय विचार. १०२
पूछि कुंमर मालिण कहूं, अह्म उतारा ठाहार,
सुंणि वयण वलतूं भणि इहां उतारो कुंमार. १०३
कुंमर उतारि उतर्या सांझ पडें जिणवार,
फूल छाब मालणि भरी जाइं राजदूआर. १०४
पूछें मालणि जिण समें, कुंमर बोलावें तांम,
किंण मंदिर तुमें जायसो कहो साचुं तस नांम. १०५
कहिं मालणि तुं सुंण कुंअर, पद्मावती कुंमार,
तिण मंदिर जासुं अमें कुंवर कहिं तिणी वार. १०६

तुंमें किह्ज्यो संदेसडो पद्मावतीनें कांन,
शिवमंदिर जे तेडिउं ते आव्या इण ठांणि. १०७
सोनैआ सो दीध तव हरखी मालण सोय,
ए उत्तम नर जांणिइं, राजकुंमर सही होय. १०८
सुंणि वयण ते कुंमरनुं पोहती कुंमरी पास,
फूल छाब आगलें हवि बोली मन उलास. १०९
ईश्वर देहेरें जे मिल्यो आव्यो तेह कुंमार,
सुंणि वयण मालिंण तणुं गाल दीइं तिणीवार ११०
मुकड खरडी हाथडा गालें बूसट दीध,
जारे मालणि पापणी वात कसी तिं कीध. १११
मालिंण आवी कुंयरनिं कह्युं सयल सरूप,
वात सुंणि मालण तणी दूख धरि तव भूप. ११२

## चउपई.

प्रधान पूत्र तव बोल्यो हसी, राजकुंमर ए चिंता किसी;
दूख म धरो आरति मम करो, एतो बोल अछे पाधरो. ११३
इंणि अहिनांणे कहाव्युं राय, पक्ष अजुआलुं आ कहिवाय;
दस दिन पडखो एणि ठांम, ढूंढ दासी तुंमारी स्वांम. ११४
पाय तणा दिन बोल्या जांम, ब ग्री मंडीइं कहाव्युं तांम;
फूल लेइ मालिंण नीसरी, कहिजे पाख हवो कूंअरी. ११५
मालण जई कूंमरी प्रते कह्युं, पाख अजुआलुं पूरुं थयुं;
कुंकुम खरडी त्रिण आंगुली, मारी गालि मालिंण ते मोकली. ११६
घरे आवी महितानुं कह्युं, राजकूंमर दुइहुं लहिं बहू;
प्रधांन कहें दूख म करो तूंमे, एहनो भेद कही आपसुं अमे. ११७

कुंमकुंम खरडि त्रिण आंगुंलि, एह अहिनांण कह्यांवुं वली;
नारि धर्म हूइ छे एह, त्रिण दिवस पडखावि तेह. ११८

### श्लोक.

प्रथेम भवति चाण्डाली द्वितीये ब्रह्मघातिनी;
तृतीये रजकी मोक्ता चतुर्थेह्नि च शुध्यति. ११९
चतुर्वर्णानां सर्वदा नारीणां एपधर्मः। चतुर्दिनं वहिर्वसेत. १२०

### चउपाई.

त्रिण दिन हूआ पूरा जांम, प्रधांन पुत्र केहेवराव्युं तांम;
मालिण फूल लेई जव जाइं, प्रधांनपुत्र कहिं तस ठाय. १२१
कुंमरी पोहति दूअडी, वात करें ते मिठी रूअडी;
जोइ ठांणुं बोली हसी, त्रिण दिन हूआ विमासण किसि. १२२
सुंणी वयण गाल तस देय, पछिम द्वारिं उतारि तेय;
मालण आवी कहें वृत्तांत, राजा दूख आंणे अत्यंत. १२३
कहिं प्रधांन सुण राजकूंमार, तमनें तेड्या छें पछिमद्वार;
हरख धरंतां संध्या थाय, तेडी प्रधांन तेणि मंदिर जाय. १२४
राय बेठो जइ मांचीइं याम, नारी तांणी लीधो तांम;
राइं तिहां पेखि उंडु नीर, पग भूंइं नवि मूके भीर. १२५
कूंमर वली पाछो आवीउं, महिते राजा बोलावीउं;
कुंमर कहे जल उंडुं तिहां, तव हूं पाछो आव्यो इंहां. १२६
लेइ मुद्रडी पधारो राय, जइ नांखज्यो पांणीमांय;
जो बूडे तो आवजो इंहां, नहिंतर वासो रहिजो तिहां. १२७
लेई मुद्रडी आव्यो तिण ठाय, कूंअर पोहतो मंदिर मांय;
नांखी मुद्रडी रणको थयो, मांची उतरी सेजें गयो. १२८

पांगेत उसीसां सरखां करी, सज्या ते रुडी पाथरी;
कूंमरी दीवा उछांहि जोइं, पांगेत उसीसुं न जांणे सोइ. १२९
पाछो वलि मंदिर आवीउं, महिते राजा बोलावीउं;
पांगेत उसीसां सरिखांचेय, कह्यो प्रधान न जांणुं भेय. १३०
चूंना खरड्यो पाइउ जेह, उसीसुं सहि जांणज्यो तेह;
पाछो आव्यो तेणे ठाय, अहिनांण जोइ बेठो राय. १३१
रमझम करती आवी नार, कर जोडि कहे राय अवधार;
ऊठो स्वांमी मज्जन करो, सतर भक्ष भोजन अवतरो. १३२
तव ते भूपति मंजन करि, अंगे कसतोइ बहूलीधरे;
चूआ चंदन मृगमद तणां, अंगि विलेपन कीधां घणां. १३३
तत्र गमता कीधा भोजन, सेजें बैठो पूरख रतन;
चोरासी आसन संभोग, नरनारीं वीहना टल्या वियोग. १३४
कुंमरी बोली स्वांमी सुंणो, किंम संकेत लह्यो मुझतणो;
कुंमरभणि मुझ साथे प्रधांन, निश्चि छे ते बूद्ध निधान. १३५

दूहा.

बूद्ध सरीरह उपजें, दीधी केती होय;
जलभितर कछव वसिं, तरिअ न जांणे सोय. १३६
भेद्या तेहज भेदीया, अण भेद्या न भेदंत;
वाडव जमाला पाईइं, एरंड गल्या न हूंत. १३७
गाह रस गीय रस त्रीय रस, हीइं न वसीया जेण;
तूं शुं दंडि राय सचड, देव दंडा तेह. १३८

चउपाई.

राय वचन सुंणिनें नार, अजड जडीउं ए किरतार;
काहिं कुंमरी य विणास्युं मूल, पेट मसली उपायु शूल. १३२

तव कुंमरी मन चिंते इस्युं, एह प्रधांननें अमे मारस्युं;
इंणि पापीइं मूरख भरतार, मुझ सिर भांजिउं सहि विचार. १४०
इस्युं विमासी हीयडा मांय, करि कूट मारवा उपाय;
अछे तुंतरस्युं एह प्रधांन, राय दीउं मुझ ए तुं मांन. १४१
कूंमरी वयण सुंणीनिं राय, हरखे हा भणी तिणें ठाय;
कूंमर आव्यो ते मालिण घेरे, सघली वात हूइं ते करे. १४२
उग्यो सूर्य हवो परभात, विसघाती मूक्या तिहां भात;
मोदिक मुंकी दासी जाइं, प्रधांन विमासी हीया मांइं. १४३
एवडो आदर मुझनि किस्युं, बुद्धिसागरेंने उत्तर वस्युं;
लेइ खंड सुणहानें दीध, खातां छेहिं काल तेणि कीध. १४४
अस्यु देखी मन चिंता वसि, ए कुंमरीनी वात जइसी;
कहे कुंमरिनि सुणे मुझबंध, एह सरिसो नवि करुं संबंध. १४५
प्रधांन कहिं तव वात विमासि, आज कुंमरिनें पोहचुं पास,
खपर पालि सेंजें धरी, त्रिशूल करी आवो सरवरी. १४६
पण ते आंचें करज्यो राय, जागत सुयो रयणीमाय;
नेऊर जिमणा पगनुं लेय, ए थांनके भूपति आवेय. १४७
सुंणी वयण राजा तिहां जाय, प्रधांने कह्युं ते कीधुं राय;
पगनुं नेऊर लेइं वलि, राय कुंमरानिं आवी मिलि. १४८
कुंमर हूआ योगी अवधूत, दीसंता ते भैरव भूत;
नगर मुंकिने वनखंड गया, कुंमर दोय तिहां जइनें रह्या. १४९
पूर्यो पद्मासन निश्चल नेत्र, मोकलि जटा ने वर्ण विचित्र;
अंगि विभूति अनोपम करि, बेठो आसन मुद्रा धरी. १५०
साधी पवनानिं रुंध्यो सास, भमर गफा आंणिउं निस्वास;
रेचक कुंभक निं पूरणा, पवयोगें आंणी धारणा. १५१

पट् चक्र कमल अनि नाभिकंद, पद्महंस खेले मूलकंद;
माठी घोती नुंली मर्म, अध्यातमनो माड्यो शर्म. १९२
हंस करे तिहां अनोपम जाप, एकवीस सहस्स छसें नीउ जाप;
पवन साधक रुंधि सास, भमर गुफा तव हंसावास. १९३
नलवट कमल पांखडि दोइ, भमर गुफाना रत संहोइ;
पवने ताली लागे जांम, आवी हंस रहे तिणें ठांम. १९४
हंस अक्षर दोइं तिहां ठवें, कायाभेद सघलुं अनुभवें;
नाभि मूलें वासि ॐकार, पवनभेद तस राखणहार. १९५
इसो जोग धरी जोगिंद्र, बिठो आंणी परिमाणंद;
सगुरु थई बेठो परधांन, राजकुंमर हूइ चेलो तांन. १९६
बुद्धिसागर वली करें उपाय, नेऊर वेचवा मोकलें राय;
नेउर तणी कोइ पूछें वात, कहिज्यो भेद लहे गुरुदत्त. १९७
नेउर वेचवा लइ गयो, आवी घरिं सोनीनें रह्यो;
आभरण राय देखाडुं तिसि, ते नेउर उंलखीउं जसि. १९८

**वस्तु.**

पूछें सोनी ए आभरण किहां थकुं
कहोने सांमि ए किहां लीधूं
कहिं योगी वलतुं इस्युं
सुणो भाय मुझ गुरे दीधूं
जइ सोनी राय वीनव्यो चेलो साहोतांम
ते कहि मुझ गुरें आपीउं हूं नवि जांणुं स्वामि,
*हूं नवि जाणुं स्वामि.* १९९

**दूहा.**

कोटवाल चेला सहित, आवीउं जिहां गुरुदत्त;
पय प्रणमी पूछें तिहां, नेउरनी ते वत्त. १६०

तव कुंमरी मन चिंते इस्युं, एह प्रधांननें अमे मारस्युं;
इंणि पापीइं मूरख भरतार, मुझ सिर भाजिउं सहि विचार. १४०
इस्युं विमासी हीयडा मांय, करि कूड मारवा उपाय;
अह्मे तुंतरस्युं एह प्रधांन, राय दीउं मुझ ए तुं मांन. १४१
कूंमरी वयण सुंणीनिं राय, हरखे हा भणी तिणें ठाय;
कूंमर आव्यो ते मालिण घरे, सघली वात हूइं ते करे. १४२
उग्यो सूर्य हवो परभात, विखघाती मूक्या तिहां भात;
मोदिक मुंकी दासी जाइं, प्रधान विमासी हीया मांइं. १४३
एवडो आदर मुझनि किस्युं, बुद्धिसागरनें उत्तर वस्युं;
लेइ खंड सुणहानें दीध, खातां छेहि काल तेणि कीध. १४४
अस्यु देखी मन चिंता वसि, ए कुंमरीनी वात जइसी;
कहे कुंमरिनि सुणें मुझबंध, एह सरिसो नवि करुं संबंध. १४५
प्रधांन काहिं तव वात विमासि, आज कुंमरिने पोहचुं पास,
खपर पालि सेजें धरी, त्रिशूल करी आवो सखरी. १४६
पण ते आंघें करज्यो राय, जागत सुयो रयणीमाय;
नेऊर जिमणा पगनुं लेय, ए थांनके भूपति आवेय. १४७
सुंणी वयण राजा तिहां जाय, प्रधांने कह्युं ते कीधुं राय;
पगनुं नेऊर लेइं वलि, राय कुंमरनिं आवी मिलि. १४८
कुंमर हूआ योगी अवधूत, दीसंता ते भैरव भूत;
नगर मुंकिने वनखंड गया, कुंमर दोय तिहां जइनें रह्या. १४९
पूर्यो पद्मासन निश्चल नेत्र, मोकलि जटा ने वर्ण विचित्र;
अंगि विभूति अनोपम करि, बेठो आसन मुद्रा धरी. १५०
साधी पवननिं रुंध्यो सास, भमर गफा आंणिउं निस्वास;
रेचक कुंभक निं पूरणा, पवयोगें आंणी धारणा. १५१

पद् चक्र कमल अनि नाभिकंद, पद्महंस खेले मूलकंद;
भाठी धोती नुली मर्म, अध्यातमनो माड्यो शर्म. १९२
हंस करे तिहां अनोपम जाप, एकवीस सहस्स छसें नाउं जाप;
पवन साधक रुंधि सास, भमर गुफा तव हंसावास. १९३
नलवट कमल पांखडि दोइ, भमर गुफाना रत संहोइ;
पवने ताली लागे जांम, आवी हंस रहे तिणें ठांम. १९४
हंस अक्षर दोइं तिहां ठवें, कायाभेद सघलुं अनुभवें;
नाभि मूलें वासि ॐकार, पवनभेद तस राखणहार. १९५
इसो जोग धरी जोगिंद्र, बिठो आंणी परिमाणंद;
सगुरु थई बेठो परधांन, राजकुंमर हूइ चेलो तांन. १९६
बुद्धिसागर वली करे उपाय, नेऊर वेचवा मोकले राय;
नेउर तणी कोइ पूछे वात, कहिज्यो भेद लहे गुरुदत्त. १९७
नेउर वेचवा लइ गयो, आवी घरि सोनीनें रह्यो;
आभरण राय देखाडुं तिसि, ते नेउर उलखीउं जसि. १९८

## वस्तु.

पूछें सोनी ए आभरण किहां थकुं
कहोने सांमि ए किहां लीधूं
कहि योगी वलतुं इस्युं
सुणो भाय मुझ गुरे दीधूं
जइ सोनी राय वींनव्यो चेलो साहोतांम
ते कहि मुझ गुरें आपीउं हूं नवि जाणुं स्वांमि,
हूं नवि जांणुं स्वामि. १९९

## दूहा.

कोटवाल चेला सहित, आवीउं जिहां गुरुदत्त;
पय प्रणमी पूछें तिहां, नेउरनी ते वत्त. १६०

मप पूर्छे सें वत्तडी, होसें दूख अपार;
कह्या पासें स्वांमिनुंहिं, ए संपूर्ण विचार. १६१
बावा सुंणि सूधू कहूं, ए मसांण मझार;
कालि चौदसनें दिवसें, आवी नारी च्यार. १६२
मंडल मांडी पूठीउं, राते फूलें सोय;
पुरख एक आंण्यो पछि, मंत्र भण्यो तेणें जोय. १६३

## चउपई.

नर मारी२ कहिउं इस्यो, मारी खाय न बोलें कस्युं;
एह मंत्र भणिउं जेतलि, ते पुरुख मूउं तेतलि. १६४
तेहनें खावा लागी जांम, लेइ त्रिशूल हूं धायो तांम;
मुझ देखीनें नाठि नार, खल्की नेउर पडिउं तणिवार. १६५
नेउर पडयुं नारिनुं जांम, हणी त्रिसुल में जांघि तांम;
लेइ नेउर वेचवा काज, मिं मोकलिउं ते महाराज. १६६
सुंणी वयण ते पाछो वल्यो, कोटवाल राजानि मिल्यो;
योगी तणा वयण ते सुंणी, नरति करावी कुंमरीतणी. १६७
तव ते नारि जोइ सरुप, आवी भेटिउं दंतघट भूप;
सर्व साचुं ते योगी कहिं, आघी वात राय तुं लहि. १६८
राय पूछावि योगी पास, किसो दंड कीजि एह वास
योगी कहिं सुणो बावा वात, गौ नारी ब्राह्मण नहिं घात. १६९

## श्लोक.

अवध्या ब्राह्मणा गावः स्त्रियोबालः स्वजातयः
येषां वाचानवस्त्राणि यदास्याः शरणागताः ॥ १७०

## चउपई.

एह जाति जो करें अन्याय, हणतां सामी थाइ अन्याय;
तास तणो दंड वालिउं एह, घर बाहिर काढिंजे तेह. १७१
योगी वयण सुणींउं रायें जाम, घर बाहिर ते काढि तांम;
कुंमरीनि देसवटो दीध, कुंमरतणां मनवंछित सीध. १७२
कुंमरी कोडिं वेहूं गया, नगर आपणें लेइ आवीआ;
कुंमरी दूखे मुउं तात, सहगमन करि तसमात. १७३
वेताल कहिं दीउं विक्रम जाप, रायराणिनुं केहनें पाप;
जांणी वात जिके नवि कहें, ए बे हत्या ते नर लहें. १७४
तव विक्रम बोलिउं थइ धीर, ए हत्या सवि राय सरीर;
तव वेताल कहिं स्याभणी, वात कहो विक्रम तेह तणी. १७५
वलतुं उत्तर आपें राय, राजा होइं ते जोइं न्याय;
अणविमास्युं न करि कांम, ते राजा मही कहिइं रांम. १७६
सुणिउं वयण राजानुं जांम, शब वलगुं जइ सीसवे तांम;
प्रथम कथा संपूरण थई, आघी वात कहिसुं जोइ. १७७

इतिश्री वेताल पंचवीसी रासें प्रथम कथा ॥ १ ॥

---

## वस्तु.

तांम विक्रम तांम विक्रम वलिउं ततकाल
लेइ शब राजा वलिउं, तव वयण वेताल बोलें;
धर्म पुरी नांमे नयर, गुणशिखर राज इंद्रतोलिं.
मदनावति कुंमरी तणुं, विष्ण राम तस ताय;
योवन वयें कुंमरी हूटं, ताय मन चिंता थाय. १७८

## दूहा.

चिंता करतां त्रिण वर, आव्या तेहनें बार
त्रिणें सुंदरी दीठ तव, कहिंनें दिउं कुंमार. १७९
उतारा त्रिहुंने दिआ, जइ सूता ते जांम
ते कुंमरी सर्पे डसी, वात पडी विरांम. १८०
गारुडिआ जोइ तहिं, एहनि डसीउं काल
उखध धर्मतणुं करो, नहिं जीवे ए बाल. १८१
राते कुंवरी जव मूई, पिता देइ संस्कार
ते त्रणें घरे आवि आवि, नलहिं किस्यो विचार. १८२
वात सुंणि झांखा थया, ते पुहुता समशांन
लेइ अस्ति गंगा गयुं, बीजो रह्यो तिणी ठाय. १८३
त्रिजो राख लेइ करी, पुहुतो नगर मझार
ब्राह्मण एक तणि घरि, कीधो जइ जुहार. १८४
हूं अतीत भूख्यो अछुं, जमण देवरावो देव
कहिं नारीनिंहि घरधणी, विप्र जमाडो हेव. १८५

## चउपई.

अतित जमवा बेठो जांम, पीसवा नारी आवी तांम;
बाळक अछि तस घरि, रोतो न रहे किणि परें. १८६
लेइ नांख्यो ते चूला मांहिं, बालक बलि ते भस्मज थाहिं;
अतित कहिं नहिं ब्राह्मण धर्म, तुम घरि दिसे राक्षस कर्म. १८७
कहिं वृयणनिं चाल्यो सोय, घरधणी तव साहमुं जोय;
कहो सांमि तुमो वहिला वल्या, अतित कहि राय सधर्मी मल्या. १८८
जो जीवाडुं बालक एह, तो तुह्मो जमज्यो माहरि गेह;
सुंणि वयणनें मार्पे गयुं, कुदूतिग जोवा उत्तम थयुं. १८९

पोथि छोडी काढ्यो मंत्र, जपवा बेंठो थइ निश्चिंत;
राख सघली एकठी कीध, मंत्र भणीनें आउत दीध. १९०
जीव्यो बालक ते ततकाल, जमवा बेठो लेइ थाल;
ए पोथि जो लेइ जोवाय, तो कुंमरी जीवाडुं सोय. १९१
जिहां कुंमरीनुं अछे मसांण, त्रणि एकठा होइं अजांण;
मांहो मांहि पूछे अस्युं, किस्युं मास्त्र किणें अभ्यस्युं. १९२
पोथि कारण हेरुं करें, नगर मांहि ते सघले फरें;
एकवार ते टांणुं थाय, पोथि लेइनि नाठो जाय. १९३
कहि एक सुणोनिं तुह्मे, विद्या एक शीखी छे अमें;
राख तणो ढगलो तुह्मे करो, थमहुं मांडु उद्यम खरो. १९४
कह्यो बोल तिम तेणे कीध, पांणी मंत्री छांटुं दीध,
मंत्र आहोत जब घरि थइं, कुंमरी उठी उभी थइ. १९५
कहिनें राजा ते केहनी नारी, म करो विलंब म लाउ वार;
सुंणो वेताल कहि विक्रम वाण, नारी तेहनी जे रह्यो मसांण. १९६
तव वेताल कहि वलि इम, कहो राजा तम नारी किम;
कहि राजा जीणें जीवन दीध, पिता हूउं बोलें प्रसिद्ध. १९७
जिणें फूल वाह्यां गंग प्रवाय, सास्त्र न्याइं ते बेटो थाय;
मढी बांधी रह्यो जे ठांम, तेहनी नारी सूंणो ते स्वांम. १९८
सुंण्युं वयण राजानुं जांम, शब वल्युं जइ सीसवि तांम;
बीजी कथा संपूरण थइ, सावधांन थइं सांभलो सही. १९९

इतिश्री वेताल पचवीसी रासे द्विितिया कथा संपूर्ण.

---

दूहा.

अनुमत मागुं तुंम कनि, सरसति सांमणि मात;
जइ राजा शब लावीयो, कहे वलि ते वात. २००
भरतखंड आसिक्षपुरी, तिहां मच्छ्ये सर भूप;
पुत्री तस पुष्पावती, रंभा अपछर रुप.
अरिमरदन राजा प्रतिं, ते परणावि धूत,
शुभ मुहुर्त वेला लेइ, उछव कीध वहूत. २०२
तोर्णि कुंमरीइं एक सारिका, पालीछि मनमोय;
सासरि जव कुंमरी गइ, साथें लीधी सोय. २०३
रायतणें नरि सूडलो, पासें ते मेलेय;
रायतणा सुख देखिकरि, रुडुं बोल्यो तेय. २०४
सुंणि हो सुंदरि सारिका, आपण कीजे रंग;
कहिं वलती तव सारिका, नवि मांनुं नर संग. २०५

चउपाई.

नर नवि वंछी तूंसा भणी, संगत न करुं पापीतणी;
हत्यारा नर दिसें आखि, सुक बोलीउं तुम मोटिम राख. २०६
नारी जाति सहजें पापणी, कूड कपटें माया घणी;
नर छांडी परनरसुं नमे, देइ कलंक नरपातिनीं गमें. २०७
वदि वाद बे पंजर मांहि, कहिं राजा तुम्हो वडुं ते कांहि;
कहिं सारिका सुणो नरराय, नर हत्यारा जग कहिवाय. २०८
वलतो राजा बोल्यो हसी, कहो वात तुमें जांणो कसी;
कहे सारिका सुणो नरदेव, पुरख वात कहूं संखेव. २०९
अंगदेश एलापुर गांम, माहा धन सेठ वासिं अभिरांम;
धनक्षय नांमिं पुत्र तसतणी, विद्या सकल सास्त्र ते भणी. २१०

पुण्य वर्धन ते नयर मझार, उभयचद्र सेठनी नारि;
बेटी राजसति तसगेहि, धनक्षयनिं परणावी तेह. २११
धनक्षय शुरमिं धनहरि, पिता सुउ मन चिंता करिं;
पछिं आंणुं करवा गयो, दिन केतला कुंमर तिहां रह्यो. २१२
करी आंणुं ने पाछो वलि, देखी सोनुं नर मन चलि;
नर बोल्यो आगळ छें धाडि, ए सोनुं ते लेसें पाडि. २१३
सोनुं आप्युं ये तुझ तीर, रुडई साती थइं धीर,
नरनिं सोनुं दीधुं यसि, कूड विमासें हीइं तिसें. २१४
ते नरएस्युं विमासि जांम, वनमाहि कूउं दीवो ताम,
नारी सहित नर गयोजसि, नारी कूआमांहि नांखि तसि. २१५
तेणें पंथिं नर आव्या एक, कूपक देखि रहिउं छेक;
पाणी पीवा कूइं जाइं, दीठी नारी एक तसमांय. २१६
तेणें नरिं ते काढी नारी, ते वली आवी पीहर मझार;
मिल्या चोर अमवाटें बहू, तेंणें लीधुं लूसी सहू. २१७
पीता मात आगलिं इंम कही, सुखें समाधि पीहर रहीं;
कुंमरी मनसुं चिंता करिं, आवि नर तो पीडा हरिं. २१८
तेहज धनक्षय वलि एकवार, आव्यो ते सासरा मझार;
राजसती नारी आपणी, देखी संका उपनी घणी. २१९
तेणी नारिइं नर दीठो जांम, सखी मोकलावी कहावें तांम;
मिं तु इंहां कह्युं छे आंम, चोर मिल्यानिं लीधा दांम. २२०
घरिं पधारो म करो वार, मुजनें छे तुंमचो आधार;
विनय करिनिं तेडिउं नेह, आव्यो जमाइ हूउं सनेह. २२१
उल्ला करि नारी नर तणी, सखिउं कीधुं तिणें घणी;
इस्युं नेह देखी नरमाय, नर नवि मानुं तिणें राय. २२२

बोले सुटो सुंणि तुं म्यांमि, नारी पापणीनुं न लीउं नांम;
मात दोप स्वभावें वर्मि, ते नारीनि नर कुंण वीसर्सि. २२३

यतः

अनृतं साहसं माया मूर्खत्व मति लोभिता
अशौचं निर्दयत्वं च स्त्रीणां दोषाः स्वभावजाः २२४

दूहा.

मूनित्ती महीमणह, पंचासटी हिअ
धि ङ्घी ते नर टाढसी, जे पती जें स्त्रीआह. २२५

गाहा.

रवि चरियं गह चरियं तारा चरियं न राहू चरियं च
जाणंति बुधिमता महिला चरियं न जाणंति. २२६

चउपई.

जुठुं बोलें हूइं साहास, कूड कपट मायानुं पास;
मूरखपणानी मोटी वात, अशोच लोभ निरदय ए सात. २२७
सांभळि राजा मोरी वांणि, कांचनपूर नगर तुं जांण;
सेठ वसें तिहां सागरदत्त, तेहनि पुत्र अछें श्री दत्त. २२८
श्रीपुरनयर ते पासें असि, समूद्रविजय सेठ तिहां वसि;
समुद्रविजय घरि जयश्री सुआ, श्रीदत्तनि परणावी धूआ. २२९
नरनारी विहूं अविहड नेह, ग्वमी न सकिं वडी विछोह;
एकवार विमासें सेठ, विण व्यापार किम भरिइं पेट. २३०
पुरिउं वाहण इस्युं विमास, श्रीदत्त आव्यो नारी पास;
सीखामण ते देइं घणी, चाल्यो सेठ हूइं परणी. २३१

यतः

सोलस वरसो पुत्तो लछी भूजेई जोयजणयस्स
सोजण संपत्तो रण संवंधेणंसो पूत्तो. २३२

चउपई.

कुंमरी रुपें करी आगलि, वली ते योवन मरसी भली;
जम जम यौवन आवि काय, तिम कामातुर नारि थाय. २३३
मालण सखी अनिं जयसीरी, धवल गृह उपरि ते चडी;
बिंठी नगर निहालि जांम, नर सुंदर ए दिठो तांम. २३४
कहिं कुंमरी तुं तेडी आव, ए आव्यो छिं माहरिं भाव;
मालिण जइ तेहनिं मीली, करिं वात ते नीची ल्ली. २३५
समुद्र विजय पूत्री जयसीरी, वंछित भोग तुह्मस्युं हितकरी;
राति घरिं आविस तुह्मतणि, हूं आवूं छुं ब्रांह्मणभणी. २३६
आवी मालिंण सुणि वात, ए तुं मम लसि मातिं धात;
घरि वातनिं रांमण गइ, इम करतां ते वेला थइ. २३७
मेलापक मालणि घरिं होय, मनस्युं मोह धरिं ते दोय;
सुख संभोग मिलि ते करिं, घणा दिवस हविं चूलापरि. २३८
आव्यां वाहण वधायी करें, बंदिजन जय जय उचरे;
हर्खं धरिं पीता नें माय, आंणुं करवा श्रीदत्त जाय. २३९
जव दीठो नारीइं भरतार, उपनुं कुंमरी दूख अपार;
भूख तरसनिं निद्रा गइ, कुंमरीनें मन चिंता थइ. २४०
दूख धरंतां हूइ तव रात, काहिं माता सुंण कुंमरी वात;
सूअण वांछि जाउं सही, कहिं कूंमरी हूं जाउं नहि. २४१
गाल देइंनि मोकलि माय, कुंमरी कंत भणी तव जाय;
मन चिंतविं कांइ रचु उपाय, किमही करीनिं तिहां न जवाय. २४२

आवी नारी जोइ यसें, दीठो कंत निद्रामांहि तिसिं;
ते देखीने पाछी वली, यणो उलट हूउं मनि रली. २४३

## दूहा.

महिअरना मंदिर भणी, जाति दीठी चोर;
मन विमासि चोर तव, एह करी पिहोर. २४४
चोर कुंवरी केडें थयो, जोइ सयल वृत्तांत;
मालिणनें घरि ते मिल्या कूमरी हूइनिश्चंत. २४५
ते कुंमरि पाछी वली, आवी पीउडा पासि;
चोरें वीतक सवि लह्यां, रहि उं होइ विमासि. २४६
वीजे दिन वायदो करि, चोहटाना वटि हेठ;
चोकी फिरति तिहां गइ, दीठीं वडले हेठ. २४७
नर दीठो उभो तिहां, हणीउं चोर करेव;
विरहे पीडा कांमनी, आवी हरख धरेवि. २४८
नीद्रडी त्रिहूं जण गइ, , कहो सखी केह;
बहू चिंताने बहूरणां, विरह विलुंधा जेह. २४९
जे जस लगो सुहावडो नवि मुंकि मरणें;
सुंण हावा कीध छडी पधारे जीकेण. २५०
सभा वलगो जेह पर घर पेइ सेवा तणुं;
लोह विण लगी तेह सखी न लगइं सूरीणुं. २५१
हूं लगुं जेनरां परघरि पेसेवा तणुं;
मुख सेंजे सुतांह नीद्र न आवि कांमीआ २५२
मास हूंइ वरसह समा वरस समा दिन जाय
एक रागी ने रोगीआ सहिज सरिखुं माय. २५३

मीरहो दरी सवळ हो हिइं खड्ग कि तिन्न;
वीतारतां न दीतारि उवरिं क्सता रत्न. २५४
हीयड़ुं निरा निजेइइं प्रीत ध्माई जोय;
निश्चि गोरख इन भणि प्रीत म करस्यो कोय. २५५
निरहि पीठि कामनि न रुहे कांइ विचार;
हण्यो पुरुष जांणे नहि प्रेम करे अपार. २५६
आलिंगन प्रमनि दिइं करि विलेपन तास;
नोलानें उलट धरी पूरो मननी आस. २५७
तेणि वळेलि एक यक्ष छे मनसुं वात विमास;
शल्का सिरांहि रंकणी छनूंवांडी तस आस. २५८
यक्ष गइ वळति चट्यो शव मुख मलिउं तांम;
नाकखंड मूखमांहि रहि हूंउं अनेरुं काम. २५९

चउपइ.

ते कुंमरीनें चिंता थई, तिहांथि मालिण मंदिर गई;
कहि वात सघलि तेतलि, मालिणमति आवे तेतलि. २६०
मत आणुं तुं तुझनें शोच, सुजाण वाले आये वुंच;
छेदुं नाक मोरे भरतार, इन कहिनें करें पोकार. २६१
सखी वचन घरि जावि कीध, विवहारिआने आळज दीध;
दीठो चोरि सयल वृत्तांत, आवि घरिं पोहतो निश्चंत. २६२
मलिउं कुटंब न लाभि पार, राजा आगलि करयो विचार;
कहि राजा ए अवगुं धरो, तेह पापीनि शूली मरो. २६३
रायनुं वचन हूंउं तेतलि, आवि चोर रहिउं तेतलि;
म करो स्वामी तुंमें अन्याय, हूं छुं चोर तुंमो छो राय. २६४

वात करतां स्वामी अेम, शुलि इंम चालो नरनि तुमे;
कहि चोर सुणो तुमे भूप, करूं एहने सयल सरुप. २६५
वात कहि नि रह्यो जसि, लाढि नाक देखाडिउं तिसिं;
व्यवहारिया पहिरावि राय, अति अणंद करी मनमाय. २६६
विवहारिउं मंदिर गयो जिसिं, राजा सयंमुखें इंम आयसिं;
रासभि चढावि जयश्री नार, लेइ फेरवो नयर मझार. २६७
नगर बाहिर काढि ते नार, कुचाडि वात करि दिचार;
करे विश्वास जे नारी तणो, ते नर दूख पामे अति घणो. २६८
सुर्दे सारही वात जे कही, ते तो राज हीयडें ग्रही;
कहि वेताल सुणो तुमें राय, तेहनुं प तिक केहनें थाय. २६९
नरनी वात कही सारिका, छुडानि अंजी नारिका;
वल्युं राजा दिइं जबाप, नारिनें शरिं आदुं पाप. २७०
सुंणिउं वयण विक्रमनुं जांम, शब वल्युं जइ सिंसावि तांम;
त्रीजी कथा संपूरण थइ, आघी वात कहिसुं जइ. २७१

इति वेताल पचवीसी रासे तृतीया कथा ॥ ३ ॥

---

## दूहा.

सारद माय पसाउलि, बोलुं वलि अधिकार;
शब लेवा पाछो वल्यो, विक्रम विश्वाधार. २७२
कहि वेताल कथा वली, ते सुंणो माहाराय;
वर्द्धमान नांमि नयर, चटकसेन तिहां राय. २७३
एक दिन राय सभा करि, बिठो धरि विवेक;
आव्यो क्षत्री एक तव, मेटीउं भूपति टेक, २७४

सुंण स्वांमी हूं वीरवर, सूं लेसो दिन प्रत्य;
टंका सहस्स लेस्युं अमें, उगति सूरि नित्य. २७५

चउपई.

राजा पूंछें तुंम्ह केतो साथ, मांणस च्यार अछें नर नाथ;
पुत्र सुता नि त्रीजी नारी, चोथो हूं स्वांमी अवधार. २७६
ए मार्गे छें सहस्र दिनार, कांइक कांम करेसिं सार,
कहिं राजा विमासी इसुं, उभ्रा करो तुमनि देइसुं. २७७
राजा आपें सहस्र दिनार, सघळुं खरचिं पुण्य भंडार;
खित्री धन आणि तेतलुं, घरे दरो चाले येतलुं. २७८
राजा पूछ्यो मंदिर मझारिं, खित्रि सारिं उलग द्वारिं;
इंम करतां बोल्या दिन वार, न लहिं राजा तेहनी सार. २७९
एक दिन राजा निद्रा ममार, सूंणी रायनि रोयंति नार;
पूंछि राजा को इणि ठांम, खित्री बोल्यो हूं छुं स्वांमि. २८०
कहिं राजा खित्री तुं जोय, मसांण मांहिं नारि कूंण रोय;
तुंम्ह आ देश हूइं जो देव, नरत करि हूं आवु खेव. २८१
लेइ खडगनि चाल्यो जाय, निंमरिउं छानो केडे राय;
नारी रोइं विठी जिहा लेइ खडगनि आव्यो तिहां. २८२
वीरवर ते पूंछि तिहां जाय, सुं तुंम दुःख छें मोरी माय;
राजलक्ष्मी हूं राजातणी, मुझनि छि विमासण घणी. २८३
सूरज प्रगट होसें जिणवार, राजा मरण लहि तिणिवार;
कर जोडी कहे खत्री वयण, किम माय जीविं नरायण. २८४
बत्रीस लक्षण जे नर होय, तेहनुं विघ करिनें कोय;
पाद्रदेव चडाविं सीस, जीवें राजा कोडि वरिस. २८५

अशुं नर नवि सुझिं कोअ, कहोने माता होये जो कोय;
सुंणि खत्री हुअ पेटो गेह, लक्षण बत्रिस अछें नर देह. २८६
सुंणि वचण रोमांचित हुंउ, धान्दा ल्यी मंदिर गयुं;
कहिं नारिनें निनदर गइ, राजा मरसिं आराते थइ. २८७
राजा जीवें ते परि करो, नारी कहिन्न कहिं पाधरो;
कहिं नारी सुंणि प्रांणाधार, ग्लतो कांइ कहो विचार. २८८
बलती गोत्रज बोले वांग, बत्रीस लक्षन नर को आंण;
सीस चढावि देवी कान, तो जीवें राजा एहणें राज. २८९
बत्रीस लक्षण सुणइ विचित्र, घरि आपणें छें ए पूत्र;
तेहनुं मस्तक देवी काज, आपें तो जीवें महाराज. २९०
कहें नारी सूणो प्रांणाधार, करिस धाउं म लाउं वार;
पूत्र वडे जो जीवें राय, तो विलासिम किजे काय. २९१
तेह कुंमरने लेइ जाय, ग्रतक्रणे जोई सवि राय,
च्यारि मांणस आव्या तिहां, देवी मंदिर छें ते जिहां. २९२
वीरवर बोलि जोडी हाथ, अमनें माता करो सनाथ;
सुव राख जीवाडें राय, पूत्रतणी बल दिउं छुं माय. २९३
कही वयण काढी करवाल, पूत्र सीस छेदुं ततकाल,
देवी खोलिं मुंकिउं सीस, वीरवरनिं हुइं जगीस. २९४

## दूहा.

देखी मरण बंधवतणुं, बहिन करिं विलाप;
बाला रोइं बहू परिं, शोक करिं माय आप. २९५
भाइ तणें वियोगडि, बहिन मुई तिणें ठाय;
बेटी पूत्र वियोग करिं, मुइं तेहनी माय. २९६

देखी मरण त्रिहूं जणतणुं, खित्री मन चिंतेय;
कूटंब विदोग हवो घणो, हविं किसुं जीवेय. २९७
वीर वरिं शिर आपणुं, छेदीउं देवी दीध,
चिंते राय मुझ कारणि, कुटुंब कूल क्षय कीध. २९८
मनशुं राजा चिंतवी, सरि मेहलें करवाल;
देखी सत्व देवी घणुं, करि साह्यो भूपाल. २९९
कहिं देवी राजा सुणो, हू तुंम त्रुठी आज;
मांगो राजा भावस्युं, जे तुंमारि काज. ३००
वलतुं राजा इम कहिं, जो तुं त्रुठी मुझ;
तु जीवाडि च्यार जण, घणुं कहुं सुं तुझ. ३०१
अमीय छाटी जीवाडिआ, पोहता नगर मझार;
दीठुं नयणें जे हूओ, राय करें कि वार. ३०२

चउपई.

वीरवर आवी करें जुहार, अरहा पधारो जीव दातार;
त्रूठी राजा करिं पसाय, अर्द्ध राज दिधुं तिंण ठाय. ३०३
कहि कथा पूछि वेताल, उत्तर दिउं विक्रम भूपाल,
कूंण साहसिक हवो त्रिहू माय, सुंणि वेताल कहिउं तिहां राय. ३०४
सत्यवंत राजा किम एह, विक्रम उत्तर आपो एह;
सेवकनो धर्म एह स्वांम, भलो हूउं राजा इण ठाम. ३०५
सुंणी वयण राजानुं जाम, शव वलगुं जइ सीसविं ताम,
चोथी कथा सपूरण थइ, सावधान थइ साभलो सही. ३०६

इति वेताल पचवीसी रासें चतुर्थ कथा ॥ ४ ॥

### दूहा.

सरसति करुं पसाउंलि, दिउं मुझ वांणी विलास;
वली विक्रम पाछो वल्यो, लीधुं वीर वेताल. ३०७
शव बोल्यो विक्रम प्रति, कहूं कथा भूपाल;
राय देखाडे आंगुलि, बोल्यो वीर वेताल. ३०८

### चउपई.

नयर उजेणी महाबल राय, हरिदास प्रधांन छे तिणें ठाय;
मंदारवती पुत्री तस तणी, इक दिवसें ते इणि परि भणि. ३०९
सकल कला गुण विद्या जास, अम तात मुझ देयो तास;
सुंणि वयण कुंमरीनुं ताय, दक्षण भणी पीता सजवाय. ३१०
तिहां जइंनि कीधी वात, जे नर सकल गुणें विख्यात;
मंदारवती पूत्री मुझ जेह, वर वरसें निश्चें सही तेह. ३११
एक नर आवी करि विचार, हूं छुं गुण:विद्या भंडार;
सीघ्र देखाडि ते रथ घडी, बिहूं बिठा उपरि चडी. ३१२
कर्‍यो सब्द तेंणें हूंकार, उड्यो रथ ना लागी वार;
देखी विद्या तेहनें अंग, पूत्री दीधी मनि रंग. ३१३
घरि आव्यो एक पुरप रतंन, कहिं जाणुं परना मंन;
तेंणें देखाडी विद्या जांम, भाईइंदीधी तेहनें तांम. ३१४
पुरप एक आवी इम कहें, मुंझ आगल झूझें कूंण रहे;
वयण सुंणि माता ते देह, तव पिता आवि निज गेह. ३१५
त्रिहूं वरनि दिधि जुजुइ, पीतातणि मन चिंता थइ;
जेतलें सेठ चितातुर थयो. राक्षस कूंमरी लेइ गयो. ३१६
त्रणे वर आव्या जुजुआ, वात सुणीनें झांखां थया;
खटगधणी हवि बोलिउं ताम, हूं लेइ आवुं कहो ये ठाम. ३१७

ज्ञानवंत बोल्यो तिणवार, व्यंधाचल पर्वत छि नारि;
रथि वेसी हूंकारो करि, व्यंधाचल सहू जइ उतरि. ... ११८
राक्षस मारिनें आवीआ, कूंअरी दूशालि घरि लाविया;
त्रिण तदवा लागा जसि, पिता करि विमासण तसि. ११९
कही कथा पूछें वेताल, केहनी नारी कहो भूपाल;
जेणि राक्षस मार्यो तत काय, तेहतणी नारि कहवाय. १२०
तेहतणी किम नारि होय, कहिं वेताल विमासि जोय;
उद्यम साहस जिहनें पास, तेहनि पोहचें मननी आस. १२१

उद्यमं साहसं धैर्य बलं बुद्धिः पराक्रमं
षडेते यस्यविद्यंते तस्यदेवोपि शंकते. १२२

सुंणी वयण विक्रमनुं जांम, शब जइ वल्गुं सीसवि तांम;
कथा पंचमी संपूरण थइ, आघी वात कहिईं जइ. १२३

इति वेताल पचवीसी रासें पंचम कथा ॥ ५ ॥

---

दूहा.

वांणी दिउं मुझ माउली, बोलुं तुंम आधार;
सब लेइ राजा वल्यो, कथा कहिं तेणि वार. १२४

चउपई.

चंपा नयरि नांमि विशाल, चंपकसेन अछें भूपाल;
तस बेटी त्रिभुवन सुंदरी, रुपें करी अपछर अवतरी. १२५
जोवन वेस हूइ जेतलि, वर जोइं राजा तेतलि;
कलावि नरनां रुप, कुंमरिनें देखाडें भूप. १२६

कुंमरिनुं मन मांनिं नहि, स्वयंवर मंडावि तहिं;
कुंमरि कहि सुंणो तुंमे तात, स्वयंवर तणी म करस्यो वात. ३२७
कहूं वात तुंमें धरज्यो कांन, छूइ बल रुप अंनें वलि न्यांन;
ते नरवर वरसुं विख्यात, अवर सहोदर माहरा भ्रात. ३२८
सुंणि वयण नर बोल्यो एक, पांच फटिक नीपाउं छेक;
रत्न एक ब्राह्मणनिं देय, देवार्चन कीजो आवेय. ३२९
अंग भोग छुम बीजो थाय, चोथो नारि लेइ जाय;
घरनुं खरचुं होइं पांचमी, कोन विभूति वली आगमी. ३३०
रुप देखी छों नवर्णे राय, बीजो बोल्यो तेणि ठाय;
जीवकाय छि ये पृथ्वीमांय, तेहनुं बोलुं समजुं राय. ३३१
रुप बल बि परतिख भूप, त्रीजो बोल्यो कहें स्वरुप;
सर्व सावजनो जांणुं न्याय, रुप बल बि परतिख राय. ३३२
ए त्रिणे छे रुप निधांन, परतिख दीठो वलनें न्यांन;
ततक्षण राय विमासण थही, कुंमरि देसुं कहिनिं सही. ३३३
कहिं वैताल सुंणो तुंमें राय, ते नारि केहनी कहेवाय.
फटिक मणि निपाइ जेह, शुद्र जाति मांणिजे तेह. ३३४
सर्व जीवनी माया लहिं, वैश्य जाति राजा इंम कहिं;
कर हथीआर क्षत्री ते जांण, तेहनि नारि सुंणो निर्वाण. ३३५
सुंणि वयण रानानुं जांम, सुत वलगुं जइ सीसवि तांम;
छट्ठी कथा संपूरण थइ, आघी वात कहिसुं जोइ. ३३६

इति वैताल पचवीसी रासें छठी कथा ॥ ६ ॥

---

## चउपई.

सत्र लेइ राजा निसरि, वलि वेताल वचन उत्तरिं;
धर्मपुरी छें धर्मसेन राय, सिद्धर मंत्रि अछें तिणिं ठाय. ३३७
कहिं प्रधान सुंणो तुंमे स्वांमि, तुम घर सुंतुं विण संतान;
सुंणि वयण राजा दु.ख धरिं, कामाक्षिनी उलग करिं. ३३८
केते दिने ते त्रूठी देव, वर आपो यम आप्युं हेव;
कहिं राजा मुझनिं सुत दोय, आपो आस्या पूरुं सोय. ३३९
पुत्र होंस्ये तुमतणे, करें होम माहरे आंगणें,
करिं होम राजा घरिं गयो, वर पाम्यो निं उछव थयो. ३४०
केते दिन सुत प्रसव्यो जांम, शोभन सुत तस दीधुं नांम;
वाधिं रुपवंत अभिरांम, वीस वरस सुत हूउं तांम. ३४१
प्रधांन पुत्रनिं राजकुंमार, जइ देवीनें कीध जुहार;
तव दीठी नारी नवरंग, देखी पूजा करिं सुचंग. ३४२
देखी कुंमर चिंतातुर थाय, भूख तरस सवि दूरि पलाय;
ए मुझनिं देइस कामनिं, सीर चडावीस हूं स्वांमिनि. ३४३
घरिं आव्यो आंमण दूंमणो, नारी विरहो हूंउं मन घणो;
देखी चिंतातुर कुंमार, राजा पूछें तेणिवार. ३४४
न कहिं कुंमर पूछिं भूपाल, प्रधांन पूत्र बोल्यो तिणि काल;
हमे दोय देवी मंदिर गया, जइ मातानें थानिक रह्या. ३४५
जोइ रुप परणाविं तेह, नरनारि बेहूं अविहड नेह;
एकदिन नारि कहें हसंत, पीहर तेडी जाउं कंत. ३४६
प्रधांन पूत्र आविं तेणिवार, पीहर जासिं मोरि नार;
आव्यो मित्र मिलिउं तेवार, वेगें पहिर्यो सवि सिणगार, ३४७

रथि विसीनें मारगि जाय, देवी देखी चिंता थाय;
राखो रथ तो इंणि ठांम, जिहां लगें देवी करुं प्रणाम. ३४८
लेइ खडग देवी भेटिं गयो, करी प्रणांम ने उभो रह्यो;
काढी खडग सर छेद्यु गेह, देवी खोलि मूक्युं तेह. ३४९
मित्र विमासि लागीवार, जोवा जाइ तिणि ठार;
मुंउं देखी राजकुंमार, मित्र विमासे मनहमझार. ३५०
कलाकीक मझ खेह, लेइ खडग सिर छेदें तेह;
चिंते नारि घणि वेला होय, कुंमर मित्र न आविं तोय. ३५१
जोवा आविं नारी जांम, देवी मंदिर पोहती तांम;
मुआ कुंमर देखी ततकाल, नारी सरिं मूंकिं करवाल. ३५२
तव देवी आवी कर ग्रहें, हूं त्रूठी तुझनें इंम कहें;
जो तुंम त्रूठी मोरी माय, बेउं पूरख जीवाडो आय. ३५३
कहें देवी तव सुललित वांण, धड उपर सिर मांडो टांण;
सुंणि वयण नारी तिम कीध, मित्रतणे धडें राय सिर दीध.३५४
रायतणि धडि मित्र सिर ठविं, कहें नारि जीवाडो हविं;
अमीय छांटी जीवाड्या दोय, करि प्रणांम नें चाल्या सोय.३५५
वदिं वांद ते नारी काज, कहूं वेतालें सुंणो राय;
कहो नारी ते केहनी थाय, मित्र तणी नारी कहिं राय. ३५६
वलतुं पूछिं वीर वेताल, तेहनी नारी किंम भूपाल;
कहिं विक्रम तव सुललित वांण, अंग उत्तम मस्तक जांण. ३५७

श्लोक.

सर्वौषधीना मशनं मधानं सर्वेषु पेयेषु पयः मधानं ।
सर्वेन्द्रियाणां नयनं मधानं सर्वस्य गात्रस्य शिरः मधानम्॥३५८

सुणिउं वयण राजाइं जांम, सत्र वल्गुं जइ सीमविं तांम;
सप्तम कथा संपूरण थइ, आवी वात कहेस्युं जोइ. ३५९

इति वेताल पच्चीसी रासें सातमी कथा ॥ ७ ॥

---

## दूहा.

सरसती देउं वर माउली, यम हूं रचुं प्रबंध;
लेइ मत्र विनम वल्यो, तत्र ते कहिं संबंध. ३६०
मलयस्थल नांमि नयर, गुणाधिपति तिहां भूप;
तस पटरांणी धारणी, परतिग रंभा रुप. ३६१
गोड देशनो राजीउं, वीरमदेव कुंमार;
गुणाधिपन राजा प्रतिं, आवि करिं जुहार. ३६२
गुणाधिपति पूछि अम्यु, कहो किस्युं तुंम कांम;
उलग करस्युं राउली, दिउं उनारा ठांम. ३६३
साथ घणिं वीरमकुंमर, उलग सारिं तास;
वरस दिवस इणि परि गयो, राय न आलिं ग्रास. ३६४
धंन खाइ पोतातणुं, सहू दिसो दिस जाय;
एक वीरमदे उलग करि, कांइ न आलिं राय. ३६५

## चउपई.

एक दिन राय आहेडा भणी, चाल्यो करिं सजाइं घणी,
मृग देखी केडि सहू धाय, प्रथवीपति भूलो तिंण ठाय. ३६६
एकलेरी घोडो ते त्रस्य, को नवि देखें साथे रत्य,
रही उभो राय जुइं जाम, आवंतो नर दीठो ताम. ३६७
गुणाधिपति हिवं पूछें तास, कुमर कहो तुमनें स्यो आस;
अम उलगतां वरसन थयु, गय लोय मण अमे नविलहियुं. ३६८

खुटुं खरच सुणो नरनाथ, तव छांटि गयो सबलो साथ; .
उद्यम करुं पण पालुं भूप, अमतणुं छे एह सरुप. ३६९
तव बोलें राजा मुख इस्यो, लागी भूख करिनें किम्यो;
वीरमदे फल आपें दोय, गइ भूख राजा सुख होय. ३७०
तिहांथी आव्या नगर मझार, हूआ उत्सव घरि घरि चार;
वीरमदेनिं हूंउं पसाय, गाम बत्रीस दिआ नरराय. ३७१
वीरमदे तेडी एकवार, कहि राजा मलाउं चार;
अरिमर्दन भणी जाउं तुम्हें, लेइ भेट आपुंछुं अमे. ३७२
सुणुं वयण राजानुं जांम, लेइ भेटणुं चाल्यो तांम;
मारग जातां समुद्र मझार, दीठुं कौतिक तेणि ठार. ३७३
समुद्रमांहिं दीठो प्रासाद, श्रवणें सूणें माहलना नाद;
स्वर्ग थकी देवी उतरी, पोहती देहरिं उलट धरि. ३७४
पूजा करवा लागी यसि, वीरम केडि गयो तिसि;
देखी कुंमर बोलावें नार, तुम्हों कां आव्या देवुल बार. ३७५
तुझनिं देखी सहिर्जि रंग, हुं भोगी नर आव्यो चंग;
नरनुं वचन सुणिनिं देवि, एतो माग्युं ते तो लेव. ३७६
तेहस्युं भोग करिनिं जाय, अरिमर्दन जइ भेट्यो राय;
दिन केतला रहीनें वलि, आविउं नगरे रायनें मिले. ३७७
मारग वात हूइ जेतलि, राय प्रति स्युंपी तेतली;
कहिं राजा हवि जोवा काज, जासुं पुत्र बिसारी राज. ३७८
कहें प्रधान कहिं राजा वात, रामेश्वरनी करस्युं जात्र;
यात्र करि जेहां आवुं अमें, राजपुत्र तिहां राखो तुमें. ३७९
राजानिं वीरमदे जाय, जिहां देवी आव्या तिंणे ठाय;
देवीइं दीठो राजा जांम, चिंते भोग रायस्युं तांम. ३८०

कहिं देवी सुंणो महाराज, भलि पधार्या स्वामी आज;
कहिं देवी सांभली नरराज, मागोजि वर जम हुइं तुम काज. ३८१
वलतुं वचन ते राजा कहि, सेवक घरिं नारी थइ रहिं;
देवी वचन कहिं माहाराय, हूं छुं राउलें पाय. ३८२
राय कहिं परनारी नांम, तेंणें कारण हूं मागुं कांम;
वीरमने परणावी करी, राजा आव्यो निज मंदिरी. ३८३
कहिं वेताल सुंणो नरराय, बिहूं मांहिं सात्विक कुंण कहिवाय;
वलतो उत्तर विक्रम दिइं, सेवक सात्विक जांणो कहिं. ३८४
किम ए सात्विक सेवक होय, राजा वात कहो तुंमे सोय;
सुंणो वीर गुण पहिलो करिं, ते नर गुण महियलि विस्तरे. ३८५

कि यतः

अवगुण गुणिहि गुण, एतो लोकाचार;
अवगुण कीधें गुण करें, सो नर वडो विचार. ३८६

सुंणि वचन राजाहुं जांम, मत्र वलगुं जइ सीसवि तांम;
अष्टम कथा संपूरण थइ, आघी वात कहेंस्युं जइ. ३८७

इति वेताल पचवीसी रासें अष्टमी कथा ॥ ८ ॥

---

## दूहा.

सरसति विद्या आपें मुझ, त्रुठे त्रिभुवन मात;
लेइ सब भूपति वल्यो, मांडी तेंणें वात. ३८८
महितपूर नांमि नगर, मदनवर तिहां भूप;
हिरणदत्त मंत्रि वसि, मदनसेना तस धूअ. ३८९
इंम एकदा वसंत रित, सखीतणें परिवार;
रमवानिं वनमांहिं गइ, मदनसेना कूंमार. ३९०

मंत्रि सुत सोमदत्ततणुं, ब्रह्मदत्त तस नांम;
मित्र तणे परिवारस्युं, तेणे वन पोहतो तांम. ३९१
मदनसेना कूंमरी तणुं, देखी रुप निधांन;
ब्रह्मदत्त गहिलो थयो, पीडे अंगि कांम. ३९२

## चउपई.

तिहांथकी सहू पाछो वलि, कूंमर मनस्युं अति टलवलि;
दीधी वाचा आवे छ मास, कुंमरी पोहती निज आवास. ३९३
उठी कूंमर तिणे वन जाय, मदनसेना आवि तेणे ठाय;
*खरो देखीनें कर ग्रहिं, कूंमरी वलतुं तेहनें कहिं.* ३९४
कूंमर सुणो कूंआरी हूंअ, कूडी इछा म करिस तुंअ;
होसें पाप सुणि तुझनि एह, कह्युं कूंमर नवि मांनि तेअ. ३९५
विवाह आडा छि दिन पंच, पछि मलस्युं नहिं खलखंच;
कंत वचनतो करस्युं सार, जव मलस्युं तुमनि एकवार. ३९६
वचन सुणिनि मुंकी तेह, ते विंहू आव्या निज गेह;
पंचम दिनें परणी नार, ते पुहूति सासरा मझार. ३९७
सेजि आवी बेठो कंत, बोली नारी वचन हसंत;
मकरिस स्वामि मुझनि आल, कहूं वचन सकंत संभाल. ३९८
एक नरने कह्युं छे इसुं, परण्या पछि अमे आवस्युं;
कुंमर कहें तुम मननो भाव, तो तिहां जइनि वहिलो आवि. ३९९
सुणि वयणनिं जाइं जाम, मारगें चोर मिलिउं एक तांम;
एकली जाति दीठी मारि, बोलि विचारि तिणी वार. ४००
कुंण आंणीवेला तुं फिरे, पुर्व वात सर्व ते करे;
· कूंमरि वचन सुणुं तेणें जांम, चिंति चोर हिआसुं तांम. ४०१

श्री.

गद्यमय

# प्राकृत वैतालपचीसी ॥

श्रीगौतमस्वामीनी लब्ध। परमगुरु श्रीहीरवजेसूरीश्वर गुरुभ्यो नम.। अथ श्रीवेहताल पचवीसी लिख्यते। प्रथम श्री सरस्वतीजीने नमस्कार करुं।

श्लोक.

प्रणम्य सरस्वतीं देवीं गणनाथं विनायकं ।
लोकानां विनोदाय करिष्येऽहं कथामिमाम् ॥ १ ॥

गणनाथ जे गणेश तेहनइ साष्टांग नमस्कार करीनइ अथ एक कथा केहेसइ इति प्र. श्लोकार्थः ।

श्लोक.

प्रारभ्यते न खलु विघ्नभयेन नीचैः
प्रारभ्य विघ्नविहिता विरमन्ति मध्याः ।
विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः
प्रारब्ध मुत्तमजना न परित्यजन्ति ॥

---

શ્રી ગૌતમ સ્વામીની લબ્ધિ. પરમ ગુરૂ શ્રી હીરવિજય સૂરીશ્વર ગુરૂને નમસ્કાર. હવે શ્રી વેતાલ પંચવીસી લખી છેઃ—

પ્રથમ શ્રી સરસ્વતીજીને નમસ્કાર કરૂં છું:—

શ્રી સરસ્વતીદેવીને તથા ગણનાથ એવા શ્રી વિનાયક તેમને નમસ્કાર કરીને લોકના વિનોદને માટે આ કથા કરૂં છું.

ગણનાથ જે ગણેશ તેમને સાષ્ટાંગ નમસ્કાર કરીને-હવે એક કથા કહીશું. એ પ્રમાણે એ શ્લોકનો અર્થ છે.

जे नीच हुये ते विघ्नइ भये करी उत्तम शास्त्रनुं आरंभ न करइ। अनइ मध्यम जन हुये ते आरंभी नइ मुकइ। अनइ उत्तम हुये ते अन्येक विघ्न पराभवते उत्तम गुण न मुकइ। तेह कारण उत्तम जन हुये ते ए कथा सांभलसइ।

दक्षणादि पंथि प्रथवि मध्ये उजेणी नगरी। तेहां वक्रमादित्य एहवइ नांमि राजा। कंदर्प सरिखुं रूपवंत। ते वासुदेवनी परि लोकनइ वल्लभ छइ। मोटी कांति। तेजस्वी जदपि प्रतापवंत। तेज तु सुर्यना सरिषु। कुलदीपक एहवुं राजा वक्रमादित्य उजेणी नगरीए राज करइ। एकवारनइ समइ राजा सभा भरी बयठउं छइ। तेतलइ दांतिसील एहवइ नांमि देगंबर फलनइ हाथमांहइ लेइ राजानइ भेटिउं। ते फल राजानइ आपुं। राजानइ मांन मुहत दीधुं। जमलुं बेठुं। एक क्षण बेसीनइ उठी ज्युं। एणइ प्रकारइ एक फल नितमेव लावइ। क्षण एक बेसी उठी जाये। इम करतां एक वर्ष हवुं। राजा कांइ पूछइ नहीं। एकवार राजा मांकडउ

---

જે નીચ હોય તે વિધ્નના ભયે કરીને ઉત્તમ શાસ્ત્રનો આરંભ ન કરે, અને મધ્યમજન હોય તે આરંભ કરીને મૂકી દે, પરંતુ જે ઉત્તમ હોય તે અનેક વિધ્નોથી પરાભવ પામે તે છતાં ઉત્તમ ગુણ ન મૂકે. તે કારણથી જે ઉત્તમ જન હશે તે આ કથા સાંભળશે.

દક્ષિણ દિશાને રસ્તે પૃથ્વી ઉપર ઉજ્જેણી નામે એક નગરી છે. ત્યાં વિક્રમાદિત્ય એવે નામે રાજા રાજ્ય કરે છે. કામદેવના સરખું તેનું રૂપ છે. વાસુદેવની પેઠે તે લોકને વહાલો છે. મહા કાંતિવાન, તેજસ્વી અને પ્રતાપવંત છે. સૂર્યના જેવું તો તેનું તેજ છે. એવો એ કુળદીપક રાજા વિક્રમાદિત્ય ઉજ્જેણી નગરીમાં રાજ્ય કરતો હતો. એકવારને સમે એ રાજા સભા ભરીને બેઠો છે. એવામાં દાન્તશીલ નામે એક દિગંબર હાથમાં ફળ લઇ રાજાને મળવા આવ્યો. તે ફળ રાજાને આપ્યું. રાજાએ માન આવકાર આપ્યો. પછી શાંત બેઠો. એક ક્ષણ બેસીને ઉઠી ગયો. એ પ્રકારે એક ફળ દરરોજ લાવે, અને એક ક્ષણ બેસીને ઉઠી જાય. એમ કરતાં એક વર્ષ

रमाडतु हुतु । ते फल लइ मुउं । मांकडइ ते फल षावा लीधूं । ते फल चीरु तेनलइ मांहेइथी रत्न एक नीकली पडउ । राजानइ प्रतिक्ष दीठुं । राजा आश्चर्य पांमिउ । राजानि सघलां फल भंडारी पाहइ अणाव्यां । तिहमांहइथि एकेकु रत्न काढुं । राजा विमासवा लागुं । ए देगंबरनइ श्युं काम छइ । वली ते बीजे दंने ते फल लइ सभामांहइ आवुं । राजा सांहमुं चाली आवुं । राजानि पूछुं हे देगंवर । एवडां कसी कांमइ आण्यां छइ । ते देगंवर बोलुं ।

श्लोक.

रिक्तपाणिर्नपश्येत राजानं देवतां गुरुं ।
नैमित्तकंच वेदंच फलेनफलमादिशेत् ॥

राजा । एटलां भणी ठालइ हाथे न जइए । एक राजा, देव, गुरु, जोसी, वेद । फले करी फल पांमीए । वली राजा बोलु हे देगंबर । ताहरइ शुं कार्य छइ ते मुहनइ कहेइ । देगंबर बोलिउ एकांति आविय तुह्मउजनइ कार्य कहुं ।

---

थयुं; पण राजा कांइ पूछे नहि. एक वखत राजा मांकडुं रमाडतो हतो. ते मांकडुं फळ लइ नाशी गयुं, अने फळ खावा लाग्युं. मांकडाए ते फळ चीर्युं एटले तेमांथी एक रत्न नीकळी पडयुं. राजाए ते रत्न प्रत्यक्ष दीठुं. राजा आश्चर्य पाम्यो. पछी राजाए सघळां फळ भंडारी पासेथी मंगाव्यां. अने ते मांहेथी एक एक रत्न काढयुं. राजा विचार करवा लाग्यो के ए दिगंबरने शुं काम हशे ? वळी ते दिगंबर बीजे दिवसे तेवुं फळ लइने सभामां आव्यो. राजा उठीने सामो लेवा आव्यो अने पूछवा लाग्यो, हे दिगंबर ! आटली बधी भेट शा कामने माटे लाव्या छो ? ते दिगंबर बोल्योः—

राजा ! एटलां पासे ठाले हाथे न जइएः—एक राजा, देव, गुरु, जोषी, अने वेद. केमके फळे करीने फळ पामीए. वळी राजाए कह्युं, हे दिगंबर ! त्हारे शुं कार्य छे ते मने कहे. दिगंबर बोल्यो, एकांते आव, म्हारे जे कार्य छे ते कहुं, केमकेः—

श्लोक.

षट्कर्णोभिद्यतेमंत्र श्चतुष्कर्णः स्थिरोभवेत् ।
द्विकर्णो जायते मंत्रः ब्रह्मापि तं न गच्छति ॥

राजा सभामांहिथु उठ्यु । एकाते देगंबरसू वाते बयठु । देगंबर बोलु राजा तु सांभिलि । गोला एहवइ नामे नदी। तिहनइ तीरे माहा समसान मांहि क्रीसण चतुर्दसीनइ दीहाडइ हुं अघोर मंत्र साधिसि। त्यांहां माहरुं उत्तर साधक था। पछइ अष्ट माहासिद्धि पामि सि। कसि। अणिमा १ महिमा २ लघिमा ३ गरिमा ४ प्राप्तिः ५ प्राकाम्या ६ ईशित्वं ७ वशित्वं ८ एह अष्टमहासिध्य । जे पुरुष धीर अनइ बत्रीस लपिणु हुये तेह उत्तर साधक कहीये । ते उत्तर साधक कीजइ। तु एहवु माहरुं उत्तर साधक था। उत्तर साधक पाखइ मंत्रसिद्धि न पामीये। पछइ राजाये अंगीकार कीधु। हुं ताहरु उत्तर साधक थायस।

---

"छ काने थयेली गुप्त वात फूटी जाय छे, चार काननी वात स्थिर थाय छे अने बे काननी वातनो पार ब्रह्मा पण जाणी शकता नथी."

पछी राजा सभामांथी उठयो अने एकांते दिगंबर साथे वातो करवा बेठो. दिगंबरे कह्युं, राजा! तुं सांभळ. गोला एवे नामे एक नदी छे. तेने तीरे महा स्मशानमां काळीचोदशने दहाडे हुं अघोरमंत्र साधीश. त्यां मारो उत्तर साधक तुं था. एटले पछी अष्ट महासिद्धि प्राप्त थशे. ते एवीः-( १ ) अणिमा, ( २ ) महिमा, ( ३ ) लघिमा, ( ४ ) गरिमा, ( ५ ) प्राप्ति, ( ६ ) प्राकाम्या, ( ७ ) ईशित्वं, ( ८ ) वशित्वं. ए अष्ट महासिद्धि* जे पुरुष धीर अने बत्रीश लक्षणो होय ते उत्तर साधक कहेवाय ते उत्तर साधक करवो जोइए. तुं एवो छे माटे मारो उत्तर साधक था. उत्तर साधक वगर मंत्रसिद्धि थती नथी. पछी राजाए ए वात अंगीकार करी, के हुं त्हारो उत्तर साधक थइश.

---

* अणिमा महिमाचैव लघिमा गरिमा तथा ।
प्राप्तिः प्राकाम्य ईशित्वं वशित्वं चाष्ट सिद्धय. ॥

वाचा दीधी । पछइ ते देगंबर ग्यु । ते देगंबर सघलु उपस्कर द्रव्य लेइनइ कसण चतुर्दसीनी रात्रे माहा समसान मांहइ ग्यु । राजा पूठि ग्यु । हे राजा तुं भले आव्यु । तुं साहसिक।गाउ बे परि सींबलनुं वृक्ष छइ । तेह वृक्षनी डालि उपरि सब छइ ते लेइ आवि । वेहेलु आवि पण बोलिम मा। जो बोल्सि तु तेणइ वृक्षइ पाछु जासइ। एहनु सांभली राजा तेणइ वृक्षइ ग्यु । वृक्ष उपरि चडिउ । बहु बहु करी बंध कापा । बंध वाडीनइ सब भुंये नांपुं । राजा जेतलइ हेठउ उतरु तेतलइ सब पाछु डालइ वलग्यु । राजा वली वृक्ष उपरि चडिउ । बंध वीटी सब नइ भायानी परि बांधी उतरु । भीइ्री उतरउ । ते सब मांहइ वैताल संकम्यु । एतलइ सब बोलवा लागुं । केहनुं छइ सबः—

श्लोक.

नील जीमूत संकाशं उर्ध्वकेशंभयावहं ।
वर्तुलाक्षंच निर्मासं प्रेतमुद्राविभूषितं ॥

---

એમ કહીને વચન આપ્યું. પછી તે દિગંબર ઘેર ગયો, અને પછી સઘળો પૂજાનો સામાન અને જોઈતી વસ્તુઓ લઈને કાળી ચૌદશની રાત્રે મહાસ્મશાનમાં ગયો. રાજા પણ પાછળ પાછળ ગયો. દિગંબરે રાજાને કહ્યું, " હે રાજા ! તું ભલે આવ્યો. તું સાહસિક છે. અહીંથી બે ગાઉ ઉપર શીમળાનું ઝાડ છે, તે ઝાડની ડાળી ઉપર એક મડદું છે, તે લઈ આવ. જલદી આવજે, પણ આવતાં મોઢેથી બિલકુલ બોલીશ નહિ. જો બોલીશ તો તે ઝાડ ઉપર પાછું જતું રહેશે. એ સાંભળી રાજા તે ઝાડ આગળ ગયો. ઝાડ ઉપર ચડયો. બહુ મહેનત કરીને બંધ કાપી નાખ્યા. બંધ કાપીને મડદું જમીન ઉપર નાખ્યું. રાજા નીચે ઉતર્યો કે તરતજ મડદું પાછું ઝાડની ડાળી ઉપર જઈને વળગ્યું. રાજા વળી ઝાડ ઉપર ચડયો. બંધ કાપી મડદાને બાથાની પેઠ પીઠે બાંધી ઉતર્યો. ઝાડ ઉપરથી નીચે ઉતર્યો એટલે તે મડદામાં વૈતાલે પ્રવેશ કર્યો; તેથી તે બોલવા લાગ્યું. એ મડદું શું છે તો:—

जेहवुं अंधारुं मेह हुये एहनुं सरीरनुं वर्ण छइ । एहनुं सब लेइ राजा अणबोलिउ जेतलइ मारगि आवइ तेतलइ मारगि सब बोलवा लागुं। राजा कांइ तु वार्ता कहइ । कांइ हुं कहु ।

श्लोक.

गीतशास्त्रविनोदेन कालोगच्छतिधीमताम् ।
व्यसनेन च मूर्खाणां निद्रयाकलहेनतु ॥

महंतनुं काल गीतशास्त्र विनोद करतां जाय। मुर्षिनु काल विमनं नाय । कलह निद्राए जाये। तु राजा आपण मार्गि कांइ विनोद करता जइये । कांइ कथा कहुं ते सांभलि । आंगलिये समसा कीधी जे तुं कहइ । पछइ सब बोलवा लागुं । राजा सांभली । वणारसी एहवइ नामे नगरी । तेहां प्रतापमुगट एहवइ नामे राजा । तेहनुं मुगटसेखर एहवइ नांमे पुत्र । तेह कुमर नइ प्रधानपुत्रं बुधिसागर ते बेहु पारध्य रमना नीकल्या । महा रण वन मांहइ गया । त्यांहां महंत

---

"કાળો મેઘ ચઢી આવ્યો હોય એવો એના શરીરનો રંગ છે; માથાના વાળ ઉભા છે; બીક લાગે એવું છે; ગોળ આખો છે; માંસ વગરનું છે; અને પ્રેત-મુદ્રાથી વિભૂષિત છે. એવું મડદું લઇ રાજા વગર બોલ્યો જેવો ચાલવા માંડે છે તેવું માર્ગમાં મડદું બોલ્યું, રાજા ! કાંઇ તું વાર્તા કહે, કાંઇ હુ કહુ. "કેમકે સારા પુરૂષનો વખત ગીત અને શાસ્ત્રના વિનોદમાં જાય છે; અને મૂર્ખનો વ્યસનમાં, કલેહમાં અને નિદ્રામાં જાય છે." તો રાજા આપણે માર્ગમાં કાંઇ વિનોદ કરતા જઇએ. હું કાંઇ કથા કહું તે તું સાંભળ. રાજાએ આંગળી વતી સમસ્યા કીધી જે તું કહે. પછી મડદું બોલવા લાગ્યું. " રાજા, સાંભળ. વણારસી નામે એક નગરી હતી. ત્યાં પ્રતાપમુગટ નામે રાજા રાજ્ય કરતો હતો. તેને મુગટશેખર નામે પુત્ર હતો. એ 'રાજકુમારને બુદ્ધિસાગર નામે પ્રધાનપુત્ર હતો તે મિત્ર હતો. તે બને શિકાર રમવા નિકળ્યા. મહા અરણ્યમાં ગયા. ત્યાં એક મોટું સરોવર દીઠું. તે સરોવર કેવું છે ? તો તે સરોવરમા અનેક હંસ, અનેક કારંડવ, અનેક

एक सरोवर दीठुं । ते सरोवर केहवुं छइ । तेणइ सरोवरइ अन्येक हंस । अन्येक कारंडव । अन्येक चक्रवाक । अन्येक कछप । अन्येक भ्रमर । अन्येक मयुर चकोर । अवजलो असंख्य जीव । तेणइ करी पूर्ण छइ । सरोवर समीपी एक श्री माहादेवनुं प्रासाद छइ । तेहा ग्या । तेणइ शिवनइ नमस्कार कीधुं ।

श्लोक.

अहौवा हारेवा बलवति रिपौवा सुहृदिवा
मणौवा लोष्ठेवा कुसुमशयनेवा दृषदिवा ।
तृणेवा स्त्रैणेवा मम सदृशो यान्ति दिवसाः
क्वचित्पुण्यारण्ये शिव शिव शिवेति प्रलपतः ॥
पाताले चांतरिक्षे दिशिदिशि गमने सर्व शैले समुद्रे
भष्मे लोष्टे च काष्टे क्षितितल पवने स्थावरे जंगमेवा ।
वीजे सर्वौषधीनां सुरपति नगरे वृक्षपत्रे तृणाग्रे
सर्व व्यापी नरोऽयं यदि भवसि भवान् नास्तिदेवो द्वितीयः॥

---

ચક્રવાક, અનેક કાચબા, અનેક ભમરા, અનેક મોર-ચકોર, અસંખ્ય જળચર જીવો, તેણે કરી તે સરોવર પૂર્ણ છે. સરોવરની પાસે એક મહાદેવનું શિવાલય છે. ત્યાં બંને ગયા. તે બંનેએ શિવને નમસ્કાર કર્યા અને પછી સ્તોત્ર ભણવા લાગ્યા:—

"સર્પને વિષે અથવા હારને વિષે; બળવાન શત્રુને વિષે અથવા મિત્રને વિષે; મણિને વિષે અથવા માટીના ઢેફાને વિષે; પુષ્પની શય્યાને વિષે અથવા પથ્થરને વિષે; ઘાસના તરણાને વિષે અથવા સ્ત્રીયોના સમૂહને વિષે; અને ક્વચિત્ કોઇ પુણ્ય સ્થળમાં મારા જોવાના દિવસો જાય છે."

"પાતાળમાં, અંતરિક્ષમાં, સર્વ દિશાઓ જવામાં, તમામ પર્વતોમાં, સમુદ્રમાં, માટીમાં, લાકડામાં, પૃથ્વીમાં, પર્વતમાં, સ્થાવર જંગમમાં, બધી વનસ્પતિના બીજમાં, ઇંદ્રના નગરમાં, ઝાડના પાનમાં, ઘાસની અણીયોમાં, આ જે સર્વવ્યાપી પરમપુરૂષ છે તે શિવાય બીજો દેવ નથી."

श्वेतानि यानपात्राणि वाजिनश्च मनोरमाः
सदामत्ताश्च मातंगाः प्रसन्ने सति शंकरे ॥
ब्रह्महत्यादि पापानि अगम्यागमनानिच ।
गोघ्नैःकृतश्च यश्चैनो ब्रह्महा गुरुतल्पगः
एकेन प्रणिपातेन शिवाधिष्ठित चेतसा
सर्वपापविनिर्मुक्तः गच्छेत्तु परमं पदम्

जेतलइ एहवुं स्तोत्रभणि नमस्कार करी बयठा तेतलइ सपीए परवरी राजकुंअरी आवी । तेणइ सरोवरी स्नान कीधूं । पार्वतीनी पूजा करी जेतलइ नीकली तेतलइ राजकुंअर दीठउं । परिसरि सांहमुं जोउं । राजा मोह पांम्युं । सोपण । मोहन । तापन । उन्मादन । उच्चाटन । एहवइ पांचे बाणे राजा हेइये व्येधुं । वलि तेणी राजकुंअरीये विमासुं । जोउं मुर्ख छइ चतुर छइ । एहवी परीक्षा जोवानि संकेत स्थानक कीधां । माथि थकि कमल लेइनी कांनि घालुं । कांन्येयकि दांते

---

" સફેત પાલખીઓ, સુંદર ઘોડા, મદોન્મત્ત હાથીઓ, એ બધું શંકર પ્રસન્ન થાય એટલે મળેજ છે."

" બ્રહ્મહત્યાદિ પાપ, અગમ્યાગમનનું પાપ, ગોહત્યારાએ કરેલું પાપ, બ્રહ્મહત્યાનું અને ગુરૂ સ્ત્રી ગમનનું પાપ, શિવમાં ચિત્ત રાખીને ફક્ત એકજ પ્રણામ કરે તો, નાશ થાય છે, અને તે પરમપદને પામે છે."

એવું. સ્તોત્ર ભણી જ્યાં નમસ્કાર કરી નીચે બેઠા કે તેજ વખત એક રાજકન્યા સખીઓ સહ વર્ત્તમાન ત્યાં આવી. તેણે સરોવરમાં સ્નાન કીધું. પછી પાર્વતીની પૂજા કરીને જેવી બહાર નીકળે છે તેવોજ તેણે પેલા રાજકુમારને દીઠો, ને તેના સામું જોયું એટલે રાજા મોહ પામ્યો. ( ૧ ) શોષણ, ( ૨ ) મોહન, ( ૩ ) તાપન, ( ૪ ) ઉન્માદન, ( ૫ ) ઉચ્ચાટન, એવાં પાંચે બાણે રાજાનું હૈયું વિંધાયું. પછી પેલી રાજકુંવરીએ વિચાર્યું કે જોઉં તો ખરી કે એ મૂર્ખ છે કે ચતુર છે. એવી રીતે પરીક્ષા જોવાને તેણે સંકેત સ્થાનક કીધાં. માથા ઉપરથી કમળ લઇને

धरुं । दांते थकि-पगे धरुं । पगे थकि हैयाये मुकुं । एहवुं करी आपणइ स्थानक गै । ते राजा स्नेहे वेदनाए पीडिउं । पछइ प्रधानइ पूछुं । तुं कां मोह पाम्युं । तुने तेणी स्त्रीये संकेत कहुं ते सघलुं वृत्तांत कहुं । प्रधांन बोलुं राजा सांभलि । तेणी स्त्रीये संकेत कहुं ते हुं तुनन्इ कहुं ।

श्लोक.

उदीरितोऽर्थः पशुनापिगृह्यते
हयाश्वनागाश्च वहन्तिनोदिताः ।
अनुक्तमप्यूहतिपंडितोजनः
परेंगितज्ञानफलाहिबुद्धयः ॥

सांभली राजा कह्या पूठे जाणइ तेह भलुं । पणि चतुर तेह अणकह्यु थकु जाणइ ।

श्लोक.

आकारैरिङ्गितैर्गत्या चेष्टया भाषणेनवा ।
नेत्रवक्त्रविकारेण ज्ञायतेऽन्तर्गतंमनः ॥

---

કાને ધાલ્યું, કાન ઉપરથી લઇને દાંત ઉપર મૂક્યું, દાંતેથી લઇને પગે મૂક્યું, અને પગેથી છાતીએ મૂક્યું. એવું કરીને પોતાને સ્થાનકે ચાલી ગઇ. પછી તે રાજા વિરહવેદનાથી પીડાવા લાગ્યો. એટલે પ્રધાને કહ્યું, તું કેમ મોહ પામ્યો છે ? તને તે સ્ત્રીએ સંકેત કહ્યો છે તે સઘળી વાત હું કહું. પ્રધાન કહેવા લાગ્યો કે રાજા સાંભળ, તે સ્ત્રીએ સંકેત કહ્યો તે તને કહું છું:—

"બોલેલી વાત તો પશુ પણ ગ્રહણ કરે છે અને ઘોડા તથા હાથીઓ પણ હાંકવાથી ચાલે છે; પરંતુ જે પંડિત હોય છે તે તો વગર બોલ્યે સમજી જાય છે. કેમકે પારકાની ઇશારતથી સમજે તેનીજ બુદ્ધિ જાણવી."

રાજા સાંભળ, કહ્યા પૂઠે સમજે તે તો જાણે ઠીક છે; પણ ચતુર તેને જાણવો કે જે વગર કહે સમજી જાય.

"આકારથી, ઇશારતથી, ગતિથી, ચેષ્ટાથી, ભાષણથી, અને આંખ તથા મુખના વિકાર વડે માણસના મનની વાત જાણી શકાય છે."

राजा सांभलि। तेणी स्त्रीये तुहनइं सर्व कहिउं। जे माहरु कर्णकुंबु एहवइ नांमइ नगर छइ। तेहां हुं वसुं। जे दांते धरु ते इम कहुं। दांतीघाट राजानी पुत्री। अनइ दांति थकि जे पगे मुकुं ते इम कहुं जे माहरुं नांम पदमावती। अनइ जे पगे थकु हइये मूकुं ते इम कहुं जे माहरइ प्राण अवश्य छइ। प्रधाननुं एहवुं वचन सांभलीने राजा बोलुं। आपण त्यांहां जइनइ भोजन करीसु। पछे ते बेहु तेणइ नगर ग्या। तेणइ नगर दश दूती वसइ छइ। एक वृद्धा। भक्षिणिका। प्रव्रजिता। मालाकारी। वेश्या। धात्री। क्रमा। रजकी। पुष्टांगना। नापिती। ते बेहु मालिणनइ घरइ उतरा। मालण मांन मुहुत दीधुं। संध्याने समइ ते मालण फूल छाबडी भरीनइ पदमावती भणी नीकली। जावा लागी ताहरे प्रधानि

. માટે રાજા, સાંભળ, તે સ્ત્રીએ તને સર્વ કહ્યું છે જે મારૂં કર્ણકુંબુ એવે નામે નગર છે, ત્યાં હું વસું છું. દાંતે મૂક્યું તે એમ કહ્યું જે દાંતીઘાટ રાજાની પુત્રી છું, અને દાંતેથી જે પગે મૂક્યું તે એમ કહ્યું જે મારૂં નામ પદ્માવતી. અને જે પગેથી હૈયે મૂક્યું તે એમ કહ્યું જે મારા પ્રાણ પરવશ બન્યા છે અર્થાત્ તમારે વશ થયા છે. પ્રધાનનું એવું વચન સાંભળીને રાજાએ કહ્યું કે આપણે ત્યાં જઇને ભોજન કરીશું. પછી તે બંને તે શહેરમાં ગયા. તે શહેરમાં દશ પ્રકારની દૂતી વસે છે. *( ૧ ) એક વૃદ્ધા, ( ૨ ) ભક્ષિણિકા, ( ૩ ) સાધુડી, ( ૪ ) માલેણ, ( ૫ ) વેશ્યા, ( ૬ ) દાયણ, ( ૭ ) ક્રમા, ( ૮ ) ધોબણ, ( ૯ ) પુષ્ટાંગના અને ( ૧૦ ) હજામડી. તે બંને માલણને ઘેર જઇને ઉતર્યા. માલણે આદરમાન આપ્યું. સંધ્યા સમયે તે માલણ ફૂલની છાબડી ભરીને પદ્માવતીના ભણી જવા નીકળી. પછી જવા લાગી ત્યારે પ્રધાને પૂછ્યું કે હે માલણ ! આ

* મૂળ દશ દૂતિનાં નામ આ પ્રમાણે છેઃ—

दूत्यः सखी नटी दासी धात्रेयी प्रतिवेशिनी।
बाला प्रव्रजिताकारुः शिल्पिन्याद्या स्वयं तथा ॥
—सा० द०—

पुंछीउ हे मालिणि ए छाब केहां लेइ जायेसि। मालणि बोलि हुं नितमेव पद्मावती भणी लेइ जाउं छुं। वालि प्रधान बोलुं। हे मात तु पद्मावती नइ इम कहइजे। जे पुरुष ईश्वरनइ प्रासादेथी तेडउ हतु तेह आव्यु छइ। तेह मालणनइ सोवर्ण टंका आपा। ते मालणी पद्मावती भणी गै। फुलनी छाब आगल मुकी। पछइ जे पद्मावतीने कहीउ, जे प्रधाने कह्यु हतु तम। पछइ पद्मावतीये ते मालणि नइ श्रीपंडइ हाथ परडी थुटि दीधी गालि देइ नइ काढी रे रांड इहांथी जा नीसरी। पछे ते मालणि आपणइ घरे आवी। ते वृत्तांत राजा आगलि कह्यु। राजा विषवाद पामुं। तव प्रधान बोलिउ देव दुख म करि। कांइ कारण छइ। तेणीये इम कह्यु छइ जे हवडां अजुआलु पखवाडउ छइ दश दिहाडा पछइ। वलि मालणि पाहि कहइवरावुं। इम कहइ जे अजुआलु पपवाडउ वहीग्यु। मालणइ जइ नइ कहिउ। पछइ पद्मावतीइ कुंकुम हाथ परडी गालि थुटि दीधी। वली गालि

---

છાબ ક્યાં લઇ જાય છે? માલણ બોલી, હું દરરોજ પદ્માવતી પાસે લઇ જાઉછું. વળી પ્રધાને કહ્યું "હે માત! તું પદ્માવતીને એમ કહેજે કે મહાદેવના દહેરામાંથી જે પુરૂષને તેડવો હતો તે આવ્યો છે." એમ કહીને માલણને કેટલીક સોના મહોરો આપી. પછી માલણ પદ્માવતી પાસે ગઇ. ફૂલની છાબ આગળ મૂકી. પછી પ્રધાને જેમ કહ્યું હતું તેમ કહ્યું. એટલે પદ્માવતીએ પીળો સુખડ ઘસી તેનાથી હાથ ખરડીને તે હાથે માલણને એક થપ્પડ લગાવી, અને ગાળો દઇને કાઢી મૂકી કે રાંડ જા અહીંથી નીકળી જા. પછી તે માલણ પોતાને ઘેર આવી. રાજા આગળ તે વૃત્તાંત કહ્યો. રાજા બહુ દિલગીર થયો ત્યારે પ્રધાને કહ્યું, દેવ! દુઃખ ના ધરશો. કાંઇ કારણ હશે. તેણે એમ કહાવ્યું છે કે હમણાં અજવાળીયું પખવાડીયું છે. દશ દહાડા પછી વળી માલણ પાસે કહેવરાવ્યું કે જા ને એમ કહેજે કે અજવાળીયું પખવાડીયું વહી ગયું. માલણે જઇને તેમ કહ્યું એટલે પદ્માવતીએ કંકુમાં હાથ ખરડીને તે હાથે માલણને ગાલમાં થપ્પડ મારી અને ગાળો

देइ नइ घरमाहथी कादी । आपणइ घरे आवी सघलु वरतांत कहिउ । वलि राजा दुख करवा लागु । प्रधान बोलु राजा दुख म करि । वली कारण छइ । कुंकुमइ हाथ परटा छइ तु जाणीये जे रिजुमीटा छइ ।

श्लोक.

प्रथमेह्नि च चांडाली द्वितीये ब्रह्मघातिनी ।
तृतीये रजकी ज्ञेया चतुर्थे ह्नि च शुद्धता ॥

चुथइ दहाडइ केहेवराव्यु । पछे तेणी पदमावतीये माल्णीनइ गालि देइनइ पश्चमा द्वारे उतारी आपणइ घरइ आवी सघलु वृतांत कहिउ । राजा विषवाद पामिउ । प्रधान बोलिउ राजा दुष म करेसि । आज तु पश्चम द्वारे तेडीउ छु । प्रधान साथे संयानइ स्मइ राजा पश्चमद्वारइ ग्यु । जे माचीये बयठउ । दोर हलावउ । पदमावतीये ताणी लीधो । पछइ मलस्नान भोजन तांबोल सुगंधीरु वस्तु सर्व करीनइ सुप सेज्याये बेठो । राजा रोमांचित होउ । आलिंगन चुंबन चुरासी परइ संभोग करवा लागां ।

---

દઇને ઘરમાથી કાઢી મૂકી. માલણે પોતાને ઘેર આવીને સઘળો વૃત્તાંત કહ્યો. વળી રાજા દુઃખ કરવા લાગ્યો. પ્રધાન બોલ્યો, રાજા, દુખ ન કરીશ વળી કંઇ કારણ હશે. કંકુએ હાથ પાડયા છે તે એમ જણાય છે જે એ રજસ્વલા થઇ છે. " રજસ્વલા સ્ત્રીને પહેલે દિવસે ચંડાલણી, બીજે દિવસે બ્રહ્મહત્યારી, અને ત્રીજે દિવસે ધોબણ જાણવી ચોથે દિવસે-ન્હાય ત્યારે તે શુદ્ધ થાય છે. " તેથી ચોથે દિવસે વળી કહેવડાવ્યુ. ત્યારે તે પદ્માવતીએ માલણને ગાળો દઇને પશ્ચિમદ્વારે ઉતારીને કાઢી મૂકી માલણે પોતાને ઘેર આવીને સઘળો વૃત્તાંત કહ્યો. રાજા બહુ ખિન્ન થયો. પ્રધાને કહ્યું, રાજા દુઃખ ન કર. આજ તો તને પશ્ચિમ દ્વારેથી તેડયો છે. પછી પ્રધાન સાથે સંધ્યાને સમે રાજા પશ્ચિમદ્વારે ગયો. જઇને માંચીમાં બેઠો દોરી હલાવી. એટલે પદ્માવતીએ તાણી લીધો. પછી મળસ્નાન, ભોજન, તામ્બુલ, સુગંધિ વસ્તુઓ સર્વ કરીને સુખસજ્યાએ બેઠો. રાજા રોમાંચિત થયો. આલિંગન ચુંબન અને ચોરાસી પ્રકારે સંભોગ કરવા લાગ્યાં. અને

अन्येकं प्रकारइं समोग विनइ करी सुखसेजाने विषे बैठा । पछइ पद्मावतीये पूछ्यु । हे राजा माहरु सकेत किम जाणिउ ? राजा बोलिउ । ताहरु सकेत माहरइ प्रधानइ जाणिउ । एहवुं साभलीनइ पद्मावती दु ख करवा लागी । एणइ प्रधानइ माहरइ माथे मुर्षि भागु । तु हवइ हु प्रधाननइ मारु । एहवु जाणीनइ पद्मावती बोली । आज हु ताहरा प्रधाननइ परहुणागत करिसि । प्रातःकालि राजा प्रधान आगलि आवु । सघलु वृत्तात कहिउ । तेणी पद्मावतीये उत्तम विषना लाडुआ बंधाव्या । सुवर्णनी थाले घाती दासी हाथे मोकलाव्या । प्रधानइ वमासु मुहनइ एवडउ आदर ते स्यु । अति आदर ते कांइ रूडो नही ।

**श्लोक.**

**अत्यादरो महोल्लासः कार्यकारण वर्जितः ।**
**तत्र स्थितिर्न कर्तव्या परिणामे भयावहा ॥**

---

પ્રકારે સંભોગ અને વિનય કરીને પછી સુખસજ્જાને વિષે બેઠા પછી પદ્માવતીએ પૂછ્યુ, હે રાજા ! મારો સકેત શી રીતે જાણ્યો ? રાજા બોલ્યો તારો સકેત મારા પ્રધાને જાણ્યો એવુ સાભળી પદ્માવતી દુઃખ કરવા લાગી કે એ પ્રધાને મારે માથે મૂરખ ભાગ્યો ! તો હવે હુ તારા પ્રધાનને મારૂં ત્યારે ખરી એવુ મનમા વિચારીને પદ્માવતીએ રાજાને કહ્યુ. "આજ હુ તારા પ્રધાનેની પરોણાગત કરીશ " પ્રાતઃકાળે રાજા પ્રધાન પાસે આવ્યો અને સઘળો વૃત્તાત કહ્યો. ને પદ્માવતીએ ઉત્તમ ઝેરના લાડવા કરાવ્યા હતા, અને તે સોનાની થાળીમાં મૂકી દાસી માથે (પ્રધાનને આપવા) મોકલાવ્યા. પ્રધાને વિચાર્યું કે મને આટલુ બધું આદરમાન શું ? અતિ આદર તે કાંઇ સારૂં નહિ.

"બહુ આદર અને કારણ વગર ઘણો હરખ જણાય ત્યાં રહેવું નહિ, કારણ તેથી પરિણામે દુઃખ થાય છે "

पछे ते लाडुआ मांहे थकु कडकु एक कूतरा नइ घातिउ । ते कुतरु मुउ । पछे ते राजा पद्मावती उपरि कोप्युं । ए पापिणिनुं संभापि न करु । माहरा मित्रनी मारणहार । पछे प्रधान बोलुं । राजा तुं तांहां जा । जइनइ पद्मावतीनी जांघी त्रशूल करजे । पगनुं नेउर लेइ आव । प्रधाने कह्युं हतुं ते राजाए कीधुं । पछे ते प्रधाने जोगीनुं वेष लीधुं । जोगी थइनइ माहा समसाने जइ बयठुं । राजा चेलुं कीधुं । पद्मावतीनुं आभरण वेचवा मोकलुं । हाट मांहे लेइ ग्यु । जेणइ सोनारइ घडु हतु तेहज हाटी लेइ ग्यु । तेणइ उलखुं । पूंछुं । रे जोगी ताहरइ ए आभरण कांहां थकु । ते योगी बोलु । मुहनइ माहरइ गुरे आपुं । इम करतां ते सोनी कोटवाले ग्यु । कोटवाले पूछुं । जोगी बोलुं । एह नामांकित आमरण मुहनइ माहरइ गुरे आपुं । कोटवाल बोलु ताहरु गुरु देखाडि । पछइ तांहां ग्या । माहा समसानमांहइ जोगी पद्मांसन सिद्धवाली बेठउ दीठु । माहा जटा । अनिमेष नेत्र । कोटवाले पूछुं ।

---

પછી તે લાડવામાંથી એક કડકો લઇને કૂતરાને નાખ્યો. તે કૂતરે ખાધો કે તરત તે મરી ગયું. આ જોઇને તે રાજાને પદ્માવતી ઉપર ક્રોધ ચડ્યો કે મારા મિત્રને મારનારી એ પાપણીની સાથે હવે બોલવુંજ નહિ. પછી પ્રધાને કહ્યું, રાજા તું ત્યાં જા અને જઇને પદ્માવતીની જાંગે ત્રિશુલની નિશાની કરજે અને પછી પગનું ઝાંઝર લઇ આવતો રહેજે. પ્રધાનના કહેવા પ્રમાણે રાજાએ કર્યું. પછી તે પ્રધાને જોગીનો વેષ લીધો. જોગી થઇને મહા સ્મશાનમાં જઇને બેઠો. રાજાને ચેલો બનાવ્યો. પદ્માવતીનું ઝાંઝર લઇ રાજાને વેચવા મોકલ્યો. રાજા બજારમાં લઇ ગયો અને જે સોનીએ ઘડ્યું હતું તેનીજ દુકાને જઇ ચઢ્યો. સોનીએ ઝાંઝર ઓળખ્યું, તેથી પૂછ્યું કે હે જોગી તારા હાથમાં આ ઝાંઝર ક્યાંથી આવ્યું ? જોગીએ કહ્યું કે મને તો મારા ગુરૂએ આપ્યું છે. પછી એમ કરતાં તે સોની કોટવાલ પાસે તેને લઇ ગયો. કોટવાલે પૂછ્યું ત્યારે પણ જોગીએ કહ્યું કે એ નામાંકિત આભરણ મને મારા ગુરૂએ આપ્યું છે. કોટવાલે કહ્યું કે તારો ગુરૂ ક્યાં છે તે દેખાડ.

हे जोगी ए नामांकित आभरण केहांनुं । जोगी हसीनइ बोलिउ । बावा कोटवाल न पूछेस । एहनी घणी वात छे । कोटवाल बोलिउ । स्वामी, ते वात कहु । पछे जोगी बोलिउ । कोटवाल सांभलि । कृष्ण चतुर्दशीनइ दिहाडइ हुं होम करतु हतु । एतलइ मध्यरात्रे च्यार स्त्री आवी । मंडल कीधुं । राते फूले पूजुं । पछइ पुरुष एक आंण्यो । अघोर मंत्र भणी विडारुं । पुरुष मारी जेतलइ खावा बेसये तेतलइ मि दीठी । हूं त्रशूल लेइनइ धाउ । तेह नाठी । पछे नासतां एकना पगनुं नेटर सरी पडिउ । जांघी त्रशूल मि मारी । ते नेउर मिं लिधुं । चिला हाथे वेचवा मोकलुं । कोटवालि वृत्तांत सांभलु । राजा दंधाट आगलि कहिउ । राजानि स्त्री मोकलावीने जोउं पद्मावती सुं करइ छइ । रांणीये जइनइ जोउं । पछइ रांणीए राजाने कहु स्वांमी कोटवाल कहइ छइ ते सर्व साचुं । राजानि विमार्शुं—

---

પછી બધા ત્યાં ગયા. મહા સ્મશાનમાં પદ્માસન વાળી આંખેલી આખે બેઠેલો જોગી દીઠો. તેણે મોટી જટા બાંધેલી હતી. કોટવાલે તેને પૂછયું, હે જોગીશ્વર ! આ નામાંકિત આભરણ કોનુ ? જોગી હસીને બોલ્યો. બાબા કોટવાલ ! એ વાત ન પૂછીશ. એ વાત ઘણી લાંબી છે. કોટવાલે કહ્યું, સ્વામી એ વાત કહો. પછી જોગી બોલ્યો. કોટવાળ, સાંભળ. કાળીચૌદશને દહાડે હું હોમ કરતો હતો તે વખત મધ્યરાત્રે ચાર સ્ત્રીઓ આવી. તેમણે મંડળ બનાવ્યું. રાતા ફૂલથી પૂજા કીધી. પછી એક પુરૂષને આણ્યો. અઘોરમંત્ર ભણીને તે પુરૂષનો ભોગ આપ્યો. પુરૂષ મારીને જેટલે ખાવા બેસે છે એટલામાં મેં દીઠી. હું ત્રિશૂળ લઇને તેમની પૂંઠે ધાયો. તે નાઠી. નાસતાં એકના પગનું ઝાંઝર પડી ગયું. તેની જાંઘમાં મેં ત્રિશૂળ માર્યું, અને ઝાંઝર લઇ લીધું, તે ચેલા સાથે વેચવા મોકલ્યું. કોટવાલે એ વૃત્તાંત સાંભળ્યું તે રાજા દંતઘાટ આગળ જઇને કહ્યું. રાજાએ પોતાની સ્ત્રી મોકલીને જોવડાવ્યું કે પદ્માવતી શું કરે છે. રાણીએ જઇને જોયું. પછી રાણીએ રાજાને કહ્યું, સ્વામી કોટવાલ કહે છે તે સર્વ સાચું છે. રાજા વિચાર કરવા લાગ્યો કે,

श्लोक.

अर्थनाशः मनस्तापं गृहे दुश्चरितानिच ।
वंचनं चावमानंच मतिमान्नप्रकाशयेत् ॥

एहनुं विमाशीनइ कोटवालनइ कहु जे कोटवाल जइनइ योगेन्द्रनइ जइ पूछि । पदमावतीनइ श्युं दंड कीजीये । ते जोगटुं बोलिउं ।

श्लोक.

अवध्या ब्राह्मणागावो स्त्रियो वालः स्वजातयः ।
येषांवित्तानि भुंजीत येयस्य शरणागताः ॥

महंत अपराध हुये तुहि ते स्त्रीनें मारीये नही । काढी मुकीयें । स्त्रीनुं ए दंड । पछइ तेणइ राजाये पदमावती काढी मूकी घरमांहिथी । तेह प्रधान राजा पुठि थ्या । पदमावतीनइ आपणइ नगरी लेइ ग्या । पदमावतीनई दुषि दंनराजा मरण पाम्यु । माता सती हुइ । एतली कथा कहीनइ वैताल बोलिउ । साभलि राजा विक्रमादैत्य कहइ ते पाप कहिनइ ।

---

'દ્રવ્યનો નાશ થાય, મનમાં કંઈ સંતાપ થાય, ઘરનું કંઈ કલંક હોય, કોઇથી ઠગાવા વાઇએ અને અપમાન થયું હોય, તે બુદ્ધિમાને પ્રગટ કરવું નહિ."

ઃ એવો વિચાર કરીને કોટવાલને કહ્યું કે, કોટવાળ ! જઇને યોગેન્દ્રને પૂછ કે પદ્માવતીને શું શિક્ષા કરીએ તે જોગી બોલ્યો.

" બ્રાહ્મણ, ગાય, સ્ત્રી, બાળક, સ્વજ્ઞાતિ, જેનું દ્રવ્ય ભોગવ્યું હોય તે અને શરણાગત એટલાનો વધ કરવો નહિ "

મહા અપરાધ થયો હોય તો પણ સ્ત્રીને મારી નાખવી નહિ. કાઢી મૂકવી એજ શિક્ષા. પછી રાજાએ પદ્માવતીને ઘરમાંથી કાઢી મૂકી તેની પછાળ પેલા પ્રધાન પુત્ર અને રાજપુત્ર બને ગયા અને તેને પોતાના શહેરમાં લઇ ગયા. પદ્માવતીને દુઃખે રાજા ( તેનો પિતા ) મરણ પામ્યો અને માતા તેની પાછળ સતી થઇ. એટલી કથા કહીને વૈતાળ બોલ્યો કે હે રાજા વિક્રમાદિત્ય ! કહે કે એ પાપ કોને માથે ? જો તુ

जाणतु हुए ने नही कहइ तु हैउं फाटी फाटी पंचधा पामेश । राजा विक्रमादित्य बोलुं । तेह पाप राजा मुझ तेहनइ । सिकारणइ ते कारण सांभलि । राजानइ न्याय अन्याय सम्यक् प्रकारि जोवुं । अविचारइ राजानइ पाप ।

इतिश्री वैताल पंचविसी कथा मध्ये प्रथम कथानक संपूर्ण ।

---

॥ अथ द्वितीया कथा लिखिता ॥

वली राजा सब लेइ नीकल्युं । सब बोलवा लागुं । राजा सांभलि कथा कहुं । धर्मपुर एहवे नामे नगर । गुणशिषर एहवइ नांमइ राजा । तेह नगरमांहइ विष्णुसर्मा एहवे नांमे ब्राह्मण वसि । तेहनइ मंदारवती एहवइ नांमे कन्या । माहा स्वरूप । पांणिग्रहण योगि थे । ते कन्यानइ मागां त्रणि वर आव्या । एक वर वामन । एक मधुसूदन । त्रिविक्रम ।

---

जाणतो हशे ने नहि कहेशे तो तारुं हैयुं फाटी फाटीने तु मरी जइश. राजा विक्रमादित्य बोल्यो, जे पाप जे राजा मरी गयो तेने माथे. शा कारणथी ते सांभळ. राजाए न्याय अन्याय ज्यारिक रीते जोवा जोइए. विचार न करे तो राजाने पाप. एवुं सांभळीने शब पाछुं जतुं रह्युं.

आ प्रमाणे श्री वैताळपचीसी कथानकमां पहेली कथा संपूर्ण.

---

बीजी कथा.

वळी राजा शब लइने निकळ्यो. शब बोलवा लाग्युं के राजा ! सांभळ कथा कहुं. धर्मपुर एवे नामे एक नगर हतुं. ते नगरनो गुणशिखर एवे नामे राजा हतो. ए नगरमां विष्णुशर्मा नामे एक ब्राह्मण रहेतो हतो. तेने मंदारवती नामे एक कन्या हती. ते महा स्वरूपवान हती. ते कन्या परणवा लायक थइ त्यारे ते कन्याना मागां करवा त्रण वर आव्या. एक वरनुं नाम वामन, बीजानुं नाम मधुसूदन, अने,

ए त्रणि वरनइ एक कन्या । केहनइ दउं । पिता एहवी विमासण करवा लागु । त्रणि भला विद्वांस । सुंदर नवयौवन । त्रिहुनइ उतारा आप्या । रात्रे ते घर उतारी जइ सुता । इम करतां ते कन्या रात्रनइ समये कालसर्पि डंसी । पिता गारुडीनइ तेडवा ग्यु । गारुडी आव्युं । ते कन्यानां चहिन जोइनइ बोलिउ । हे ब्राह्मण ए कन्या न जीवे । ते कन्या मरण पामी । पिताए नदीतीरि संस्कार कीधुं । प्रभाति त्रणि वर आव्या तु कन्या मरण पामी सांभली । ते त्रणि वरनइ वयराग उपनो । एक अस्थि लेइ गंगा ग्यु । बीजुं भस्म लइ देशान्तरि ग्यु । त्रीजुं महा समसानमांहइ मढी करी बयेठउ । जे देशान्तरि ग्यु ते को ब्राह्मणने घरे जे भोजिन माग्युं । यमवा बेसारु । जेतलइ ते ब्राह्मणनी स्त्री प्रीसवा आवी तेतलइ बालिक रोवा लाग्युं ।प्रीसवा न दि। पछे तेणी स्त्रीये ते बालिक बलता चुहला मांहे घाल्यु । ते बालिक बालि भस्म कीधुं । एतलइ ब्राह्मण ते बसणेथु उठउ । तेतलइ घरतुं घणी

---

त्रीजानुं नाम त्रिविक्रम. वर त्रण अने कन्या એક, तेमां कन्या कोने आपुं ? એवी विमासण पिता करवा लाग्यो. त्रणे सारा विद्वान, सुंदर, नवयौवन हता. त्रणेने उतारा आप्या. रात्रे ते वर उतारे जइ सूता. એम करतां रातने समे ते कन्याने काल सर्पे डसी. पिता गारुडीने तेडवा गयो. गारुडी आवी ते कन्यानां चिह्न जोइने बोल्यो, हे ब्राह्मण એ कन्या हवे जीववानी नथी. पछी ते कन्या मरण पामी એटले पिताએ नदी किनारे तेनो दहन संस्कार कर्यो. सवारे त्रणे वर आव्या तो कन्या मरण पामी सांभळी, એटले त्रणे वरने वैराग्य उपज्यो. पछी એक अस्थि लइ गंगाजी गयो. बीजो भस्म लइ देशांतर गयो. अने त्रीजो महा स्मशानमां मढी करीने बेठो. जे देशांतर गयो तो तेणे એक ब्राह्मणने घेर जइने भोजन माग्युं. तेणे तेने जमवा बेसाड्यो ते ब्राह्मणनी स्त्री पीरसवा आवी तेटलामां तेनुं बाळक रोवा लाग्युं. ते बाळक पीरसवा देतुं नहि, तेथी ते स्त्रीએ ते बाळकने चूलामां घाली दीधुं अने ते बळीने भस्म थइ गयुं, आ जोइ ते ब्राह्मण जमतो

आव्युं । तेणइं पूछुं स्वामी कां उठ्या । ते बाह्मण बोलिउ ताहरइ घरे भोजन न करुं । ताहरइ घरे राक्षसनुं कर्म देखुंछुं ।। वलि घरनुं धणी बोलिउ । स्वामी ए बालक जीवाडु । तु जीमु । पछइ तेणइ बाह्मणि घरमांहि थकु संजीवननी विद्यानुं पुस्तक काढुं । छोडीनइ बांच्युं । ते बालिकनी भस्म दगलु कीधुं । मंत्र भणी भणी भस्मीभूत बालिक सजीवन कीधुं । ते ब्राह्मणइ प्रतिक्ष दीठुं । विमासवा लागु । जु ए पुस्तक माहरइ हाथि चडइ तु ए कन्या जीवाडु । पछे तेहना घरमांहि पइसी पुस्तक चोरी लेइनइ तेणइ समसानि आव्यु । त्रणि तेणइ ठामि तेणइ समइ एकठा मिल्या । मांहोमांहइ पूछवा लागा । देसांतरि गया पछी सी वद्या पांमी । एक बोलिउ मी संजीवननी विद्या पांमी । बीजा कहइवा लागा तें जो संजीवननी वद्या पांमी तु ए कन्यानइ जीवाडी । पछइ तेणइ पुस्तक उघाडी मंत्र जपीनइ ते कन्या जीवती कीधी । पछइ ते कन्यानइ काजि मांहोमांहे त्रणि वढवा लागा ।

---

જમતો ઉઠી ગયો, એટલામાં ઘરનો ધણી આવ્યો. તેણે પૂછ્યું, સ્વામી ! કાં ઉઠી ગયા ? તે બ્રાહ્મણ બોલ્યો, તારે ઘેર ભોજન નહિ કરૂં. તારે ઘેર રાક્ષસનું કર્મ દેખું છું. વળી ઘરનો ધણી બોલ્યો, સ્વામી ! એ બાળક જીવાડું તો જમો ? તેણે કહ્યું તો હું જમું. પછી તે બ્રાહ્મણે ઘરમાંથી સંજીવની વિદ્યાનું પુસ્તક કાઢ્યું. તે છોડીને વાંચ્યું. પછી તે બાળકની રાખોડીનો ઢગલો કીધો અને પછી મંત્ર ભણી તે ભસ્મીભૂત બાળકને સજીવન કીધું. પેલા બ્રાહ્મણે આ પ્રત્યક્ષ જોયું તેથી તે વિચારવા લાગ્યો કે જો મારે હાથ આ પુસ્તક આવે તો હું તે કન્યાને જીવાડું. પછી તેના ઘરમા પેસી પુસ્તક ચોરી લઇને તે સ્મશાનમાં આવ્યો. ત્રણે જણા તે ઠામે તે સમયે એકઠા મળી ગયા. અને માંહે માંહે પૂછવા લાગ્યા કે દેશાંતર જઇને શી વિદ્યા મેળવી આવ્યા. એકે કહ્યું કે મેં સંજીવની વિદ્યા મેળવી છે. બીજાએ કહ્યું જો તારી પાસે સંજીવની વિદ્યા હોય તો તું આ કન્યાને જીવાડ. પછી તેણે પુસ્તક ઉઘાડી મંત્ર જપીને તે કન્યાને જીવતી કીધી. પછી તે કન્યાને માટે તે ત્રણે જણા માંહો માંહે વઢવા લાગ્યા.

एक कहइ ए माहरी भार्या । बीजुं कहइ ए माहरी भार्या । त्रीजुं कहइ ए माहरी भार्या । एटली कथा कहीनइ वैताल बोलु । राजा कहि । ते तिहु मांहइ केहनी भार्या । अनइ जांणतु हुयेनइ नही कहइ तु ते कन्यानी हत्यानुं पाप तुहनइ । राजा बोल्टि ।

श्लोक.

येन जीवापिता कन्या स पिता जीवदायकः ।
गंगायां येनास्थि क्षिप्तं सच पुत्रः प्रकीर्तितः ॥
तस्य भवति भार्याच यः स्मशानं निषेवते ।

जेणइ कन्या जीवाडी ते पिता जांणवुं । गंगामांहि अस्त नापा ते पुत्र जाणवुं । जे स्थानके वेसी रहु तेहनी भार्या जांणवी । एहवुं सांभली सव पाछुं ग्यु ।

॥ इति वैताल पंचविंशतिकायां द्वितीया कथा ॥ २ ॥

---

એક કહે એ મારી સ્ત્રી, બીજો કહે મારી સ્ત્રી, અને ત્રીજો કહે મારી સ્ત્રી. એટલી કથા કહીને વૈતાલ બોલ્યો, રાજા કહે, તે ત્રણેમાં એ કોની સ્ત્રી? અને જો જાણતો હશે ને નહિ બોલે તો તે કન્યાની હત્યાનું પાપ તને. રાજા બોલ્યો.

"જેણે કન્યા જીવાડી તે પિતા જાણવો. જેણે ગંગામાં અસ્થિ નાખ્યાં તે પુત્ર જાણવો અને જે સ્થાનકે બેસી રહ્યો તેની સ્ત્રી જાણવી." એવું સાંભળીને રાજા પાછું જતું રહ્યું.

એ પ્રમાણે વૈતાલ પંચવીસીમાં બીજી કથા સંપૂર્ણ.

॥ अथ तृतीया कथा ॥

वली राजा सत्र लेइ निकल्यु । सत्र बोलवा लाग्यु । राजा सांभलि । कासिका एहवइ नामे नगरी । तेहां मध्ये स्वर एहवइ नामि राजा । पुष्पावती एहवइ नामे कन्या । मध्यदेसी राजानइ आवी ते कन्या याची । ते कन्या दीधी । सुलग्नि माहा महोछवे परण्या । तेणी कन्याये सारिका एक पाली हुती । ते सारिकाने लेइ आवी । ते सारिका सुडाना पांजिंग मांहे घाती । जेहां ते स्त्री भर्तार सुवे तेहां पाजरुं बांध्युं । रात्र थइ ते स्वरूप सारिका देखीनइ शुक बोलीउ । सारिका आवि । आपण रंग कीजे । मारिका बोली पुरुष तु पापी । पुरुषनी संगत न करु । शुक बोलिउ । पुरुष नहि स्त्री पापी । कुडा बोली भर्तारनुं दाघ करावइ । ते बेहुनु वाद राजानि सांभलिउ । पूछे तम्हे कां विवाद करुं । तमारा वादनुं कारण कहु । मारिका बोली राजा सांभलि । पुरुषनी वारता कहूं । एलापुर एहवइ नामे राजानुं नगर । तिहां महाधन श्रेठ एहवइ नामे विवहारिउ वमइ । तेहनइ

---

## त्रीजी कथा.

वळी राजा शत्र लइने निकळ्यो. शत्र बोलवा लाग्युं, राजा ! सांभळ. कासिका एवे नामे एक नगरी हती, त्यां स्वर नामे राजा राज्य करतो हतो. तेने पुष्पावती नामे कन्या हती. मध्यदेशना राजाए आवीने ते कन्यानुं मागु कर्युं. तेनी साथे कन्या परणावी. शुभलग्ने महामहोत्सवे परण्यां. ते कन्याए एक सारिका पाळी हती. ते सारिकाने साथे लइने कन्या सासरे आवी. ते सारिकाने पोपटना पांजरामा घाली. ज्यां आगळ राजा राणी सुतां हतां त्यां पांजरुं लटकाव्युं हतु. रात्री पडी त्यारे स्वरूपवान सारिकाने जोइने पोपट बोल्यो के, सारिका आव, आपणे मोज करीए. सारिका बोली, पुरुष तो पापी छे. पुरुषनो संग न कर. पोपट बोल्यो; पुरुष पापी नथी पण स्त्री पापी छे, केमके ते भूडा बोली धणीने कोइ वखत डाघ लगाडे छे. ए बन्नेनो वाद राजाए सांभळ्यो. तेणे कह्यु के तमे शा माटे विवाद करो छो ? तमारा वादनुं कारण कहो. सारिका बोली, राजा ! सांभळो, पुरुषनी वार्ता कहुं. एलापुर एवे नामे एक नगर हतु. तेमां महा धनशेठ नामे एक

धनक्षय एहवइ नांमे पुत्र । तेह पुत्र पुण्यवर्धन नगरनइ विषइ श्रेष्ट उभयचंदनी पुत्री राजमती परण्यो । ते स्त्रीनइ परणी मूकी किनलेक दिहाडइ ते धनक्षयनुं पिता पंचत्व पाम्युं । तेणइ धनक्षय धन सवलु जु रमी हारु । पछइ स्त्रीनइ आंणु करवानइ सासरइ ग्यु । केतलायेक दिहाडा तांहां रहु । पछइ स्त्रीनइ आणु करी सवि कटंबनइ मोकलावी आपणा नगर भणी निकलिउ । जेतलइ मारगि आवइ तेतलइ स्त्रीनइ कहु । हे स्त्रि इहां अपार भय छइ । एहवुं कहीनइ सवलुं आभरण वसतर लइ कुवा मांहे ढोली नापी । आपणे नगरी आवु । ते सवलुं धन जु रमी हारु । पछइ ते स्त्री कुवामांहेथी काढी वटेमारगु लोके । आपणा पितानइ घरे आवी । सवले दीठी । माताए पूछुं । हे पुत्री एसूं । वलती पुत्री बोली । हे माता अमनइ वाटि चोर मल्या तेणे सर्व लीधुं । अनइ भर्तार नासीनइ कहीये ग्यु । पछइ हुं एकली घरि आवी । पछइ तेणइ धनक्षयि ते सवला आभर्ण जु रमी हार्या । वली सासरि आवु । जेतलइ

---

વહેવારીઓ વસતો હતો. તેને ધનક્ષય નામે પુત્ર હતો. તે પુત્ર પુણ્યવર્ધન નગરને વિષે શેઠ ઉભયચંદની પુત્રી રાજમતીને પરણ્યો હતો. તે સ્ત્રી પરણ્યા પછી કેટલેક દહાડે તે ધનક્ષયનો પિતા મરણ પામ્યો. પછી તે ધનક્ષય જુગાર રમીને સઘળું ધન હારી ગયો. ત્યાર પછી સ્ત્રીને આણું કરવાને સાસરે ગયો. કેટલાએક દહાડા ત્યાં રહ્યો. પછી સ્ત્રીને આણું કરી મહા વિકટ વનમાં થઇ પોતાના નગર ભણી ચાલ્યો. રસ્તામાં સ્ત્રીને કહ્યું. હે સ્ત્રી ! અહીં અપાર ભય છે. એવું કહીને સઘળાં ઘરેણાં ઉતારી લીધાં અને સ્ત્રીને કુવામાં ઠેલી મૂકી પોતાને ગામ આવ્યો. તે સઘળું ધન પણ જુગટું રમીને હારી ગયો. પેલી સ્ત્રીને વટેમાર્ગુ લોકોએ કુવામાંથી કાઢી. તે પોતાના બાપને ઘેર આવી. બધા લોકોએ તેને દીઠી. પછી તેની માતાએ તેને પૂછ્યું કે હે પુત્રી ! "તું શી રીતે પાછી આવી ?" વળતી પુત્રી બોલી, "હે માતા ! અમને માર્ગમાં ચોર મળ્યા તેમણે સર્વસ્વ લુટી લીધું. અને મારા પતિ તો કોણ જાણે ક્યાંએ નાસી ગયા ? પછી હું એકલી ઘેર આવી." હવે પેલો ધનક્ષય તે બધાં ઘરેણાં જુગારમાં હારી ગયો, ત્યાર પછી તે પાછો સાસરે

आव्यु तेतलइ आपणी स्त्री दीठी। पाछु नासवा लागु। ए तु मी कुआमांहे नापी हती इहां केहां थकी आवी। एहवु चीतवीनंइ नासइ तेतलइ तेणी स्त्रीये सपी मोकलीनइ कहेवराव्यु। तु बीहेसि मां। एहवु कही घरि लेइ आवी। मि इहां वाट उठी कही छइ। तु तेइम केहेजे। जमाइ आव्या। सहुको हरष पाम्युं रि जमाइ आव्यु। सारिका बोली राजा ए मी प्रतिक्ष दीठुं। एतला भणी पुरुष पापी। हु पुरुषनइ न वांछु। वलतु तेणइ राजाये ते शुकनइ पूछुं। हे शुक तुं कहि स्त्री पापिणी ते किम जाणी ते कहि। शुक बोलिउ। राजा सांभलि।

श्लोक.

वाजि वारण लोहानां काष्ट पाषाण वाससाम्।
नारी पुरुष तोयानां अंतरं महदंतरम्॥
अनृतं साहसं माया मूर्खत्वमति लोभिता।
अशौचं निर्दयत्वं च स्त्रीणां दोषाः स्वभावजाः॥

---

આવ્યો. તો ત્યાં તેણે પોતાની સ્ત્રીને દીઠી. સ્ત્રીને જોઇને પાછો નાસવા લાગ્યો, એમ વિચારીને કે એને તો મેં કૂવામાં નાખી હતી તે અહીં ક્યાંથી આવી? એવું વિચારીને જેવો પાછો નાસે છે તેવો તે સ્ત્રીએ જોયો એટલે સખી મોકલાવીને કહેવડાવ્યુ કે, " તમે બીશો નહિ, મેં રસ્તે લૂટાયાની વાત બધાને કહી છે. " એમ કહીને ઘેર બોલાવી લાવી. ઘેર જમાઇ આવ્યા એટલે સૌ હરખ પામ્યા ને આનંદમાં આવ્યાં. એટલુ કહીને સારિકા બોલી કે " હે રાજા! એ મેં પ્રત્યક્ષ દીઠું છે તેથી હું પુરૂષને ઇચ્છતી નથી, કેમકે પુરૂષ પાપી છે.

પછી તે રાજાએ પોપટને પૂછ્યું, હે પોપટ! તું કહે. તેં સ્ત્રીને પાપિણી શી રીતે જાણી તે કહે. પોપટ બોલ્યો કે રાજા સાંભળ.

" ઘોડો, હાથી, લોઢું, લાકડું, પત્થર, લુગડાં, સ્ત્રી, પુરૂષ, અને પાણી એ બધામાં ઘણું અંતર છે. " " જૂઠું બોલવું, સાહસ, માયા, મૂર્ખતા, અતિલોભ, અપવિત્રતા, અને નિર્દયપણું, એટલા દોષો સ્ત્રીઓનામાં સ્વભાવથીજ હોય છે.

सात दोष स्त्रीनइ स्वभाव्ये छइ । जुठुं बोलि १ । साहस हुइ २ । माया घणी हुये । ३ । मूर्खपणहुये । ४ । लोभ घणो होये । ५ । अपवित्र हुये । ६ । निर्दय हुये । ७ । राजा सांभलि । कांचनपुर एहवइ नांमि नगर । तेहां सागरदत्त एहवइ नांमि श्रेष्ट । तेहनइ श्रीदत्त एहवइ नांमे पुत्र । श्रीपुर एहवइ नांमे नगर श्रेठ समुद्रदत्तनीं जयश्री परण्यो । ते स्त्री भर्त्तारनइ अपार प्रीति । अहोरात्र क्रीडा करइ । केतलेक दिहाडइ श्रीदत्त क्रियाणां लेवा वांहणि चडउ । ते स्त्री पीहरि मूकी । जौवनावस्था पांमी छइ ।

श्लोक.

यौवन मुदयतिकालो भवति विरूपेपि लावण्यम् ।
दर्शयति पाकसमये निंवफलस्यापि माधुर्यम् ॥

यौवनावस्था होइ तेहवारि विरूप स्त्री हुये ते सुंदरी दीसइ । लावण्यपणु हुये । यम परिपाकि आवि लिंवफल ते मीठां थाय । ते जयश्री आगलइ सुंदर अनइ नवयौवनावस्था पांमी । एकवारनइ समइ ते जयश्री पिताना धवलगृह उपरि चडीनि नगर सांहमुं जोवा लागी ।

---

હે રાજા ! સાભળ, કાંચનપુર નામે એક નગર છે. ત્યાં સાગરદત્ત નામે શેઠ, તેને શ્રીદત્ત નામે પુત્ર હતો. તે શ્રીપુર નગરના શેઠ સમુદ્રદત્તની જયશ્રી નામની કન્યા સાથે પરણ્યો હતો. એ પતિપત્ની વચ્ચે અપાર પ્રીતિ હતી. કેટલેક દહાડે શ્રીદત્ત કરિયાણાં લેવા વહાણે ચડ્યો ને તે સ્ત્રીને તેને પીયેર મૂકી. સ્ત્રી યૌવનાવસ્થાને પામેલી છે.

" જ્યારે જુવાનીનો સમય આવે છે ત્યારે જે કદરૂપુ હોય છે તે પણ સ્વરૂપવાન દેખાય છે. જેવી રીતે લિંબડાના ફળમાં પણ પાકતી વખત મધુરતા આવે છે. "

તે જયશ્રી મૂળમાં તો સુંદર હતી અને વળી યૌવનાવસ્થા પામી. એકવારને સમે તે નવયૌવના સ્ત્રી પિતાના ધવલગૃહ (અગાશી) ઉપર ચઢી નગર સામું જોતી હતી. તે વખતે માર્ગમાં એક સુંદર પુરૂષ દીઠો. તેને

तेतलइ मारगी एक सुंदर पुरुष दीठु । ते देखी कांमातुर थइ । मालणी सषी मोकली । तेणीये तेहा नइ कहुं के कंदर्पना अवतार समुद्रदत्तनी पुत्री जयश्रीसुंदरी तुंह सघाते संभोग वांछे छइ । ते बोलीउ रात्रे तीहारइ घरि आवुं छुं । रात्रे मालणीनइ घरि बेहुनु मेलाप थउ । सुष संभोग हुउ । कहइवा लागी एणइ प्रकारइ नित्तमेव संभोग करि । केतलेक दिहाडइ ते स्त्रीनइ आणु करवा जमाइ आव्यु । भर्तार आविउ देषीनइ चिंतापामी । किमकरुं केहा जाउ । एहवुं सोक करवा लागी । भुष गइं । तरस गइ । माहा विमासणमा पडी । रात्रे जमाइ व्यालु करीनइ सुवा लागु । ते जयश्री बलात्कारइ माइ सुवा मोकली । प्रतबोधी । पछइ कमकमती गइ । जैनइ सुती । भर्तारनइ निद्रा आवी जाणीनइ उठी सषीनइ घरि जावा लागी । तेतलइ मारगि चोरि दीठी । चोरि चीतव्युं ए स्त्री एकली केहा जाये छइ । चोर पूंठी लागु । जाहा आपणउ जार हुतु त्यांहा गे । सुषसंभोग करि आपण भर्तारनी सेयाए आवी सुती ।

---

જોઇને તે કામાતુર થઇ તેણે પોતાની સખી માલણને મોકલી તે પુરૂષને કહેવડાવ્યુ કે, હે કામદેવના અવતાર! સમુદ્રદત્તની પુત્રી જયશ્રીસુંદરી તારી સાથે સંભોગ ઇચ્છે છે તે પુરૂષે કહ્યું કે હું રાત્રે તારે ઘેર આવીશ પછી રાત્રે માલણને ઘેર બંનેનો મેળાપ થયો સુખ સંભોગ કર્યો. ત્યાર પછી તે સ્ત્રીએ કહ્યુ કે એ પ્રમાણે દરરોજ સુખ સંભોગ કરવા આવજે કેટલેક દહાડે તે સ્ત્રીને આણું કરવા જમાઇ આવ્યો પોતાના પતિને આવેલો જોઇને સ્ત્રી વિચાર કરવા લાગી કે હવે શું કરું ને ક્યાં જાઉં? એ પ્રમાણે તે રોદન કરવા લાગી તેની ભૂખ તરસ ઉડી ગઇ એમ મહા વિમાસણમાં પડી. રાત્રે જમાઇ વાળુ કરીને ઓરડામાં સૂવા ગયો ત્યાં જયશ્રીને તેની માએ બળે એજે સમજાવીને સૂવા મોકલી એટલે તે કચવાતી કચવાતી સૂવા ગઇ જઇને સૂતી પોતાના ધણીને નિદ્રા આવી તે જાણી, ઉઠીને સખીને ઘેર જવા લાગી. એટલે રસ્તામાં ચોરે દીઠી. ચોરે વિચાર્યું કે એ સ્ત્રી એકલી ક્યાં જાય છે? ચોર તેની પૂઠે લાગ્યો. જ્યાં પોતાનો જાર હતો ત્યાં સ્ત્રી ગઇ સુખ સંભોગ કરી પોતાના ધણીની પથારીએ પાછી આવીને

ते चोरी सर्व जांणुं। वली बीजे दिहाडइ चहुटइ वडनी वृक्ष हेठि वायदउ कीधुं। तेह स्त्री जेतलइ तेहां जाये तेतलइ ते पुरुष चोर जांणीनइ कोटवाले मारिउ। तेह स्त्री कंदर्प पीडी हुती तेह सबनइ आलिंगन दीधुं। चुंबन करवा लागी। भनइ लेपन कपूर कस्तूरी तांबोल सघळांवानां करवा लागी। चोर वेगलउ रहिउ सर्व जोवा लागु। तेणइ वृक्षइ यक्ष एक रहइ छइ तेणइ विमास्युं ए मृतकना शरीरमां प्रवेसि करीनइ एह स्त्रीसुं संभोग करुं।तेणइ यक्षइ संभोग करीनइ दांते करी नाक त्रोडीउ।पछइ यक्ष ग्यु। ते नाक सबना मुखमांहे रहि ग्यु। वेगलु रहिउ चोर सर्व जुए छइ। पछइ ते स्त्री लोही चुचुते मालणी सखीनइ घरि गै। जयश्रीये सघळुं वृत्तांत कह्यु। सखी बोली हे जयश्री परण्या भर्तारनी सेयाये जइनइ गाढे गाढे रोइनइ उठि। एणइ मारुं नाक वाढुं। पछे ते स्त्री भर्त्तार जमली जइनइ गाढे रोइ उठी। एणइ माहारुं नाक वाढु। एहवुं सांभलीनइ कुटुंब लोक सहु धाइ आव्यु।

---

સૂઇ ગઇ. ચોરે તે સર્વ જાણ્યું. વળી બીજે દહાડે ચોટામાં વડની હેઠે વાયદો કીધો. તે સ્ત્રી ત્યાં જાય છે એટલામાં તો તે પુરૂષને ચોર જાણીને કોટવાલે મારી નાખ્યો. તે સ્ત્રી કામાતુર થયેલી હતી તેથી તેણે તેના શબને આલિંગન દીધું. ચુંબન કરવા લાગી અને કપુર કસ્તુરીનું લેપન કરવા લાગી તથા તાંબુલ આપવા લાગી. એમ સઘળાં વાનાં કરવા લાગી. ચોર વેગળો ઉભો ઉભો સર્વ જોયા કરતો હતો. તે વૃક્ષ ઉપર એક યક્ષ રહેતો હતો. તેણે વિચાર્યું કે એ મૃતકના શરીરમાં પ્રવેશી એ સ્ત્રીને ભોગવું. પછી તે યક્ષે સંભોગ કરીને દાંતે વતી તે સ્ત્રીનું નાક તોડી લીધું અને પછી પોતે શરીરમાંથી નિકળી ગયો. તે નાક શબના મુખમાં રહી ગયું. વેગળો રહીને ચોર સર્વ જોયા કરે છે. પછી તે સ્ત્રી લોહી ટપકતી માલણ સખીને ઘેર ગઇ. જયશ્રીએ સઘળું વૃત્તાંત કહ્યું. સખી બોલી હે જયશ્રી ! પરણ્યા ભર્તારની સૈયામાં જઇને મોટા મોટા ઘાંટા પાડીને રડી ઉઠજે અને કહેજે કે આણે મારૂં નાક કાપી નાંખ્યું. પછી તે સ્ત્રી પોતાના ધણીની સૈયામાં જઇને મોટથા રડી ઉઠીને કહેવા લાગી કે આણે મારૂં નાક કાપી લીધું. એટલું સાંભ-

जमाइ जाल्युं। कहिवा लागा रे 'पापिष्ट अरे निर्लज्ज' अरे दुष्ट अरे स्त्री घातक । कां रडउ उद्वेग जपंतो । कृष्ण सर्पनुं विश्वास नांणीजे । अनइ जे हथीआरवाह तेहनुं विश्वास नांणीये । पछइ ते जमाइनइ राजा भणी लेइ गया । ठाकुरे न्याय कीधुं । स्त्रीनुं मारणहार सुलीए घातु । पछइ ते जमाइ सुली भणी चलाव्यु । तव चोर बोलिउ । स्वांमी अन्याय म करु । ठाकुरे पूछुं तुं कोण । ते बोलिउ हुं चोर । पणि वृत्तांत सांभलि । तांहां लगी एहनइ शुलीये म वालिस । पूर्व वृत्तांत चोरे सघलु कहिउ । पछइ राजाइ सव अणाव्यु । तेहना मुषमांहथी नाक काढु । एहवुं आश्चर्य माहा अद्‌भुत दीठुं। राजानइ प्रतिक्ष दिठुं। पछइ राजानइ ते जमाइनइ वस्त्र पहेरावीनइ आपणइ नगरि मोकल्युं । पछइ ते स्त्रीनइ अवली गधाइइ बेसारी गांममांहे थकी काढी । एतली कथा कहीनइ वैताल बोलिउ । कहेइ हे राजा वक्रमादैत्य पापी कुण । सारिकाये कह्यु ते पुरुष एहवुं । मिं कही ते स्त्री एहवी । ते बिहुमांहि पापी कुण ।

---

બીને કુટુંબનાં બધાં માણસો દોડી આવ્યાં. જમાઇને પકડયો અને કહેવા લાગ્યાં કે, " અરે પાપિષ્ટ ! અરે નિર્લજ ! અરે દુષ્ટ ! અરે સ્ત્રી ઘાતક ! ઉદ્વેગ કરતો કાં રડે છે ? કાળા સાપનો વિશ્વાસ કરીએ નહિ, અને જેના હાથમાં હથિયાર હોય તેનો પણ વિશ્વાસ કરીએ નહિ. પછી તે જમાઇને રાજા પાસે લઇ ગયા. રાજાએ ન્યાય કીધો કે સ્ત્રીના મારનારને શૂળીએ ચડાવવો. પછી તે જમાઇને શૂળી ભણી લઇ ગયા ત્યારે ચોરે આવીને કહ્યું, કે મહારાજ ! અન્યાય ન કરશો. રાજાએ પૂછ્યું તું કોણ છે? તે બોલ્યો, હું ચોર છું. પણ એનું વૃત્તાંત હું કહુંછું તે સાંભળો. ત્યાં લગી એને શૂળીએ ચડાવશો નહિ. પછી ચોરે સઘળી બનેલી વાત કહી, એટલે રાજાએ તે શબને ત્યાં મંગાવ્યું અને જોયું, તો તેના મુખમાંથી નાક નિકળ્યું. એ રીતે મોટું આશ્ચર્ય જોવામાં આવ્યું. રાજાએ તે નજરો નજર જોયું. પછી રાજાએ તે જમાઇને વસ્ત્ર પહેરાવીને પોતાને ગામ વિદાય કર્યો અને તે સ્ત્રીને અવળે ગધેડે બેસાડી ગામમાંથી કાઢી મૂકી.

એટલી કથા કહીને વૈતાલ બોલ્યો:—હે રાજા . વિક્રમાદિત્ય ! કહે

अनइ जाणतु हुये ने नही कहेइ तु ते पाप तुहनइ। राजा' बोलिउ। स्त्री पापिणी। एहनु सांमली सब पाछुं ग्यु।

इतिश्री तृतीय कथा संपूर्ण ॥

## हवे चुथी कथा लपी छे

वली राजा सब लेइ नीक्लु। सब बोलवा लागु। राजा सांमलि। वर्धमान एहवइ नांमे नगर। तेहां चटकदेव एहवइ नांमे राजा। एकवारनइ समइ वीरवर एहवइ नामे सेवक राजमभाये राजद्वारि रायनइ उलगवा आव्यु। राजानइ जुहार कीधुं। राजानि पुछुं। दिहाडी शुं लेसुं। दिहाडी दिनार सहस टंका लेसुं। राजा बोलिउ। ताहरइ कूल केटलुंएक छइ। वीरवर बोलिउ भार्या पुत्र पुत्री नइ हुं। पाचमुं को नही। पछइ

---

એમાં પાપી'કોણ? સારિકાએ કહ્યા તે પુરૂષ કે પોપટે કહી·તે સ્ત્રી? એમાંથી પાપી કોણ? અને જાણુનો હશે તે નહિ કહે તો તેનું પાપ તને. રાજાએ કહ્યું, સ્ત્રી પાપણી. એવું કહીને શબ પાછું ગયું.

આવી રીતે ત્રીજી કથા સંપૂર્ણ થઇ.

## ચોથી કથા.

વળી રાજા શબ લઇને નિકળ્યો. શબ બોલવા લાગ્યુ. હે રાજા સાંભળ. વર્ધમાન નામે એક નગર છે. ત્યાં ચટકદેવ એવે નામે રાજા રાજ્ય કરે છે. એકવાગને સમે વીરવર એવે નામે એક સેવક રાજસભામાં રાજાની ચાકરી કરવા રાજ દ્વારે આવ્યો. રાજાને જુહાર કીધા. પછી રાજાએ પૂછ્યું, રોજનું શું લેશો? તેણે કહ્યું દહાડાની એક હજાર સોના મહોર લઇશુ. રાજાએ પૂછ્યું, તારા 'ઘરમા કેટલાં માણસો છે? વીરવરે કહ્યું, સ્ત્રી, પુત્ર, પુત્રી અને હું એમ ચાર માણસ છીયે. પાંચમું કોઇ નથી.

जे राजसभाये बेठा हता ते सर्व हसा। राजानि चितव्यु। एवडुं धन मागइ छइ ते सुं। हुं घणु धन आपुं। किहांक होसे। राजानि भंडारी तेडावीने कहुं। ए वीरवरनइ देहाडी दीनार सहस्र टंका आपि। पछे ते वीरवर भंडारी कन्हीं नित ले सहस्र टंका। वीरवर घरी पर्च लागी तेतलु लेइ जाये। थाकतु ब्राह्मण भाट चारणादिकनइ आपे। रात्रे जे घरिमांहे राजा सुए तेहनइ द्वारि जै उनु रहि। रात्रे राजा जागे तेवारे वीरवर उत्तर दे * * * * * मधुर वाणी। आम्रतना सरिषी नामि। म्रगना सरिपा नेत्र। सोल कला संपूर्ण। चंद्रमाना सरिषु मुष एहवी ते स्त्री जगावी सघलु ते व्रतांत कहु।

---

પછી રાજસભામાં જે બેઠા હતા તે સર્વ હસ્યા. રાજાએ વિચાર્યું જે એવડું ધન માગે છે તે શું ? ભલે, કંઇક કારણ હશે, હું ઘણું ધન આપું. રાજાએ ભંડારીને બોલાવીને કહ્યું, આ વીરવરને દરરોજ એક હજાર સોના મહોર આપજો. પછી તે વીરવર ભંડારી પાસેથી રોજ એક હજાર સોના મહોર લેવા લાગ્યો. વીરવર પોતાને ઘેર ખર્ચ લાગે તેટલું લઇ જાય અને બાકીનું બ્રાહ્મણ ભાટ ચારણ વગેરેને આપી દે. રાત્રે જે મહેલમાં રાજા સૂએ તેને દરવાજે જઇને ઉભો રહે. રાત્રે રાજા જાગે ત્યારે વીરવર ઉત્તર દે. (એક દિવસ મધ્યરાત્રે રાજાને કાને સ્મશાન તરફ કોઇ સ્ત્રીના રડવાનો અવાજ સંભળાયો. રાજાએ વીરવરને તેની તપાસ કરવા મોકલ્યો. રાજા પણ છુપા વેશે તેની પાછળ પાછળ ચર્યા જોવા ગયો. વીરવરે સ્મશાનમાં જઇને જે સ્ત્રી રડતી હતી તેને પુછ્યું કે હે બાઇ, તું કોણ છે અને કેમ રડે છે? તે સ્ત્રીએ કહ્યું કે હું રાજલક્ષ્મી છું અને આવતી કાલે સવા પહોર દિવસ ચઢતાં રાજાનું મૃત્યુ થવાનું છે તેથી રડું છું. વીરવરે પુછ્યું કે રાજા બચે તેનો કંઇ ઉપાય છે? તે સ્ત્રીએ કહ્યું કે, કોઇ બત્રીશ લક્ષણો પુરૂષ હોય તેનો ભોગ માતાને આપે તો રાજા ૧૦૦ વરસ વધારે જીવે. વીરવરે પુછ્યું કે એવો પુરૂષ કોણ છે? ત્યારે તે સ્ત્રીએ કહ્યું કે તારો પુત્ર બત્રીશ લક્ષણો છે. પછી વીરવર પોતાની સ્ત્રી પાસે આવ્યો.) એની સ્ત્રી મધુર ભાષણું બોલનારી હતી,

श्लोक.

स्वामिनि गुणांतरज्ञे गुणवतिभृत्येऽनुवर्तिनिकलत्रे ।
मित्रेचाप्यनुवर्त्तिनि निवेद्य दुःखं सुखीभवति ॥

गुणवंत ठाकुर अनइ भर्त्तारनि छंदि हीडइ एहवट भार्या अनइ मित्र । एतला आगलि दु.ष कह्या पूठी सुषी थेये । तु ते वीरवर आपणी स्त्री आगलि कहिवा लागु ।

श्लोक.

ते पुत्रा ये पितुर्भक्ताः सपिता यस्य पोषकः ।
तन्मित्रं यत्र विश्वासः सा भार्या यत्र निर्वृत्तिः ॥

पुत्र ते जे पितानी भक्ति करेइ । पिता ते जे पुत्रनुं भरणपोषण करइ । मित्र ते जेहनुं विश्वास हुये । भार्या ते जेहथी निर्वृत्ति पांमीये । हे भार्या ए पांच वानां मनिपनइ वैश्वानर पापे बालइ

---

આવર્તના સરખી એની નાભિ હતી, મૃગના જેવાં નેત્ર હતાં, સોળે કળા સંપૂર્ણ હતી, ચંદ્રના સરખું મુખ હતું. એવી પોતાની સ્ત્રીને જગાડીને વીરવરે સઘળું વૃત્તાંત કહ્યું.

ગુણવાન ધણી અને ભર્તારના કહ્યા પ્રમાણે ચાલે એવી સ્ત્રી અને મિત્ર એટલા આગળ દુઃખ કહ્યા પછી સુખી થવાય છે. માટે તે વીરવર પોતાની સ્ત્રી આગળ કહેવા લાગ્યો.

" પુત્ર તે કે જે પિતાની ભક્તિ કરે, પિતા તે કે જે પુત્રનું ભરણ-પોષણ કરે, મિત્ર તે કે જેનો વિશ્વાસ હોય, અને ભાર્યા તે કે જેનાથી નિવૃત્તિ પામીએ."

હે ભાર્યા, આ પાંચ વાના માણસને અગ્નિ વગર બાળે છે —

श्लोक.

क्रान्तावियोगंस्वजनापमानं तृणस्य शैया कुजनस्य सेवा ।
दरिद्रभावाद्विमुखंचमित्रं विनाग्निनापंचदहन्ति गात्रं ॥

एक स्त्रीनुं वियोग । स्वजननु अपमान । अति घणुं रण । अति मुंडानी संगति । अनइ दरिद्रपणानुं मित्र । उफराट विश्वानर पापे वालि । अनइ ए पांचे वानां दुखनइ टालइ ।

श्लोक.

पुत्रो यशस्व्यर्थकरीच विद्या
अरोगिता मित्र समागमश्च ।
भार्याविनिता प्रियवादिनीच
सुखस्यमूलानि भवन्ति पंच ॥

जेणि पुत्रे करी जस पांमीये । जेणि वद्याए करी धन पांमीये । अनइ मित्र अनइ अरोगिपणु पांमीये । अनइ विनयवती स्त्री प्रिय रूडु बोलती ए पांच वानां शोक टालइ । वीरवर बोलीउ । हे स्त्री ये पुत्रनुं मस्तक छेदी देवीनइ चडावीए तु राजा सु वर्ष जीवइ । स्त्री बोली

---

" એક સ્ત્રીનો વિયોગ, સ્વજનનુ અપમાન, અતિ ઘણુ રણ, અતિ ભુડાની સોબત, અને દરિદ્રપણાનો મિત્ર, એ અગ્નિ વિના બાળે "

અને આ પાંચ વાનાં દુખને ટાળે—

" જે પુત્રવડે જશ પામીએ તે પુત્ર, જે વિદ્યાએ કરીને ધન પામીએ તે વિદ્યા, મિત્ર, અરોગીપણું, અને વિનયવાળી તથા મધુર બોલનારી સ્ત્રી, એ પાંચ વાનાં શોકને ટાળે છે. "

વીરવરે કહ્યું હે સ્ત્રી ! એ પુત્રનું મસ્તક છેદીને દેવીને ચડાવીએ તો રાજા સો વર્ષ જીવે. સ્ત્રીએ કહ્યું એ વાત ખરી છે હે સ્વામી !

प्रमाण । स्वामी जेणइ प्रकारइ राजा सु वरस जीवइ सुष थाय तेह उपाय करु । पछइ पुत्र बोलु ।

श्लोक.

माता यदि विषंदद्यात् पिता विक्रयते सुतं ।
राजा हरति सर्वस्वं का तत्र परिदेवना ॥

माहरु जीवत धन जे माहरइ जीवतव्ये करी राजा सत वर्ष जीवे । राजा वेगलु रहु सर्व सांमलि छइ पछइ ते वीरवर पुत्र पुत्री स्त्री चारउ जणां भद्रिका आगलि जैनइ एहवुं कहुं । जे जगदीश्वरी माहरा पुत्रनइ जीवतव्ये राजा सत वर्ष जीवु । एहवुं कही पुत्रनुं मस्तक छेदी इश्वरीनइ चडाव्युं । पुत्री भाइनइ वियोगि करी आपणुं पेट फाडी मुइ । माता पुत्र पुत्रीनइ वियोगि मुइ । वीरवरइ विमासुं । कुटुंबनुं क्षये हउ । हवइ केहनइ काजे दीनार सहस्र लेसी । एहवु चीतवी षडगे करीनइ आपणुं मस्तग छेदु । पछइ राजाए चिंतव्युं । माहरइ अर्थ एहना

---

જે પ્રકારે કરીને રાજા સો વર્ષ જીવે અને સુખ થાય તે ઉપાય કરો. પછી પુત્ર બોલ્યો.

" જે કદાપિ માતા ઝેર આપે અને પિતા છોકરાને વેચી દે તથા રાજા સરવસ્વ હરણ કરીને લઇ જાય તો ત્યાં દીલગીરી શી કરવી "?

મારૂં જીવતર ધન્ય છે કે મારા જીવતરે કરીને રાજા સો વર્ષ જીવશે. રાજા વેગળો ઉભો ઉભો સઘળું સાંભળ્યા કરે છે. પછી તે વીરવર, પુત્ર, પુત્રી, અને સ્ત્રી એ ચાર જણાં ભદ્રિકા આગળ ગયાં અને માતાને એવું કહ્યું જે હે જગદીશ્વરી ! મારા પુત્રના જીવિતવ્યે કરી રાજા સો વર્ષ જીવો એવું કહી પુત્રનું મસ્તક છેદીને ઇશ્વરીને ચડાવ્યું. પુત્રી ભાઇના વિયોગે કરી પોતાનું પેટ ચીરીને મરણ પામી. માતા પુત્ર પુત્રીના વિયોગે મરણ પામી. વીરવરે વિચાર્યું કે કુટુંબનો ક્ષય થયો. હવે કોને કાજે રાજાની હજાર સોના મહોર લેવી ? એવો વિચાર કરી ખડગ વડે પોતાનું મસ્તક છેદી નાખ્યું. પછી રાજા વિચાર કરવા લાગ્યો કે મારે કાજે એના

कुटंबनुं क्षये हवुं तु माहरइ राज्यनुं स्युं पप छइ एहवुं चींतवइ षडगे करी माथु वाढे तेतलइ भद्रिका हाथे विलगी। हे चटकदेव साहस म करि। हु त्रुठी। मागि घर। राजा बोलिउ। हे मात जो तुं त्रुठी। तु जे च्यार जीव * * *। प्रभाति ते वीर; वरानि तेणइ राजाइ अर्ध राज आप्युं। एतली कथा कहीनइ वैताल बोल्यु। राजा वक्रमादैत्य कहइ एतलामांहइ सात्विक कुण। जाणतु हुये ने नही कहइ तु ते हत्या तुहने। राजा वक्रमादइत्य बोलु। एतला मांहइ राजा सात्विक। वैताल बोलु से कारणि। राजा बोलु। स्वामीनइ अर्थ सेवक प्राण त्यागि करइ एह तु सेवकतु धर्म छइ। पण सेवकनइ का'नि राये आपणुं राज तृण समांनी लेषु। आपोपु मरण आगम्यु। अतएव राजा सात्विक। एहवुं सांभलि सब पाछु ग्युं।

॥ इति चतुर्थ कथानिक संपूरण ॥

---

કુટુંબનો ક્ષય થયો, તો મારે રાજ્યનો શું ખપ છે? એવો વિચાર કરીને ખડગવડે પોતાનું મસ્તક છેદવા લાગ્યો, એટલામાં ભદ્રિકાએ હાથ પકડયો અને કહ્યું કે હે ચટકદેવ! સાહસ ન કરીશ. હું તારા ઉપર પ્રસન્ન થઇ છું. વરદાન માગ. રાજા બોલ્યો, હે માત! જો તું તુષ્ટમાન થઇ હોય તો જે આ ચાર જીવ (મરણ પામ્યા છે તેમને જીવતા કરે. પછી દેવીએ અમૃત છાંટીને તેને જીવતા કર્યા.) સવારે વીરવરે સભામાં આવી રાજાને જુહાર કર્યા. રાજાએ પોતાનું અરધું રાજ્ય તેને આપ્યું. એટલી કથા કહીને વૈતાલ બોલ્યો, રાજા વિક્રમાદિત્ય! કહે, એ બધામાં સાત્વિક કોણ? જાણતો હશે ને નહિ કહે તો તે બધાની હત્યા તને રાજા વિક્રમાદિત્ય બોલ્યો, એ બધામાં રાજા સાત્વિક વૈતાલે કહ્યું કે શા કારણથી? રાજાએ કહ્યું કે સ્વામીને અર્થે સેવક પ્રાણ ત્યાગ કરે એ તો સેવકનો ધર્મ છે. પણ સેવકને કાજે રાજા પોતાનું રાજ્ય તૃણ સમાન લેખે અને પોતાનું મરણ આદરે, એટલા માટે રાજા સાત્વિક. એવું સાંભળીને શબ પાછું જતું રહ્યું.

આ પ્રમાણે ચોથી કથા સંપૂર્ણ.

---

## ॥ अथ पंचमी कथा लपि छे ॥

वली राजा सत्र लेइ निकल्यु । सत्र बोलवा लागु । राजा सांभलि । उजांणी एहवइ नांमे नगर । तेहां महाबल एहवइ नामि राजा । हरदास एहवइ नांमे प्रधान । हरदासनइ मंदरावती एहवइ नांमे कन्या । तेणी कन्याये पितानइ कह्यु । हे तात मुहनइ ते वरनइ देजो जेमांहे सघलुं गण हुये । पछी ते हरदासि राजानि दक्षणादि पंथि भणी मोकलु । तेहां एके आवी कन्या याची । हरदासि इम कह्यु जेहमांहि सघला गुण हुये तेहनः कन्या देइसि । पछे तेणइ आपणा गण देखाडिया । ततकालि आपणे हाथि रथ घडि देपाडिउ । रथ आकासि मार्गि चालु । ते बेहु रथि बइठा हुंकारकी शबद हुते बेहुजण उजेणिये आव्या । एतलइ भाइये एक वरनइ दीधी बिहनि । तेणइ आपणा गण देखाड्या । माहरइ ग्यान गण छइ । जेहवुं छइ जे होसि अने जे हुये छइ ते सर्व जाणु ।

---

## પાંચમી કથા.

વળી રાજા શત્ર લઇને નિકળ્યો. શત્ર બોલવા લાગ્યું. રાજા સાંભળ. ઉજ્જેણી નામે એક નગર છે. ત્યાં મહાબલ નામે રાજા રાજ્ય કરે છે. તેનો હરદાસ નામે પ્રધાન છે. હરદાસને મંદારવતી નામે એક કન્યા છે, તે કન્યાએ પોતાના પિતાને કહ્યું જે હે પિતા ! મને તે વર સાથે પરણાવજો કે જેનામાં સઘળા ગુણ હોય. પછી તે હરદાસે રાજાને દક્ષિણાદિ પંથ ભણી મોકલ્યો. ત્યાં એક જણાએ કન્યાનું માગું કર્યું. હરદાસે એમ કહેલું કે જેનામા સઘળા ગુણ હોય તેને તે કન્યા આપીશું. તે ઉપરથી તેણે પોતાના ગુણ દેખાડયા. તત્કાળ પોતાના હાથે રથ ઘડીને દેખાડયો. રથ આકાશ માર્ગે ચાલ્યો. તે બંને રથે બેઠા. એક હુંકાર શબ્દ કરતાં બેઉ જણ ઉજ્જેણી આવ્યા. પછી ભાઇએ પોતાની બહેનને માટે એક વર શોધી કાઢયો તેણે પોતાના ગુણ દેખાડયા. તેણે કહ્યું કે મારામાં જ્ઞાન ગુણ છે. જે થઇ ગયું, જે થશે, અને જે થાય છે તે સર્વ હું જાણું છું. ત્યાર

तांहार पछी वली एक वर आवीनइ माता कन्हे ज्याची। मांहरइ सर्वे गण छइ मी खटगधर बीजो को मज आगलि रही न सकइ। "माताइ तेह वरनइ दीधी। तेह त्रणि एकठा मिल्या। परस्परि कंन्यादांन सांभलिनइ अपार दुःख करवा लागा। एक कन्या त्रणि वर किंम परणइ। पांणिग्रहण किम होसि। एहवी चिंता करवा पिता लागु। ते कन्या अति स्वरूप जांणिनइ विंध्याचल पर्वतिं राक्सस एक हरि ग्यु। प्रभाति त्रणिवर आव्या। हरदासि त्रणिनइ आसन आप्यां। तेह्मांहि ज्ञानि हतु तेहनइ पूछिउ माहरी पुत्री कुणे हरी। ज्ञानी बोलिउ। विंध्याचल पर्वति राक्सस हरी ग्यु। पछइ शस्त्रपाणि बोलिउ। हुं लावु। त्रीजो बोलिउ। माहरइ रथि बयसु। तेणइ रथइ बइसीनइ विंध्याचलि ग्या। राक्सस मारी ते कन्या घरि लेइ आव्यो। तेह कन्याने कांजि त्रणि वर विवाद करवा लाग्या। हरदासि चिंतव्युं जे केहनइ देए। केहनइ न देएं। एतली कथा कहीनइ

પછી એક વરે આવીને માતા કને કન્યાનું માગું કર્યું. તેણે કહ્યું, મારામાં સર્વ ગુણ છે. હું ખડગધર. મારી આગળ કોઈ ઉભો રહી શકે નહિ. પછી માતાએ તે વરને કન્યા આપી. તે પછી ત્રણે જણ એકઠા મળ્યા. પરસ્પર કન્યાદાન સાંભળી અપાર દુઃખ કરવા લાગ્યા. એક કન્યા ત્રણ વરને શી રીતે પરણે? પાણિગ્રહણ શી રીતે થશે? એવી ચિંતા પિતા કરવા લાગ્યો. તે કન્યા મહા સ્વરૂપ વાળી હતી તે જાણીને વિંધ્યાચળ પર્વત ઉપર એક રાક્ષસ તેને હરી ગયો. સવારે ત્રણે વર આવ્યા. હરદાસે ત્રણેને આસન આપ્યાં. તેમાં જ્ઞાની હતો તેને પૂછ્યું કે મારી પુત્રીને કોણ હરી ગયું? પછી જ્ઞાનીએ કહ્યું કે વિંધ્યાચળ પર્વત ઉપર એક રાક્ષસ હરી ગયો છે. શસ્ત્રપાણિ ( ખડગધર ) બોલ્યો, હું લાવું. ત્રીજાએ કહ્યું મારે રથે બેસો. તે રથે બેસીને વિંધ્યાચળ ગયો અને રાક્ષસ મારીને કન્યા ઘેર લઈ આવ્યો. પછી તે કન્યાને કાજે ત્રણે વર વિવાદ કરવા લાગ્યા. હરદાસ વિચાર કરવા લાગ્યો કે કોને કન્યા આપું ને કોને ન આપું.

वैताल बोलु । राजा कहे ते त्रणेमांहि केहनी भार्या । राजा बोल्डिउ । शस्त्रपांणिनी भार्या । वैताल बोलु से कारणि ।

उद्यमं साहसं धैर्यं बलं बुद्धिः पराक्रमम्
षडेते यत्र तिष्ठन्ति तत्र दैवोपि शंकते ।
निर्विषेणापिसर्पेण कर्तव्या महती फटा
विषं भयतुमाभूय फटाटोवोभयंकरः ॥

एह कारणि तु शस्त्रपाणिनी भार्या। एहवुं सांभलि सत्र पाछुं ग्यु।

॥ इति पंचमी कथा संपूरण ॥

---

॥ अथ षष्ठी कथा ॥

वली राजा सत्र लेइ निकलु । सत्र बोलवा लागु । राजा सांभलि । धर्मपुर एहवइ नांमि नगर । तेहां धर्मसेन एहवइ नांमे राजा । सिद्धर

---

એટલી કથા કહીને વૈતાલ બોલ્યો. રાજા ! કહે, એ ત્રણેમાં કોની સ્ત્રી ? રાજાએ કહ્યું શસ્ત્રપાણિની સ્ત્રી, વૈતાલે કહ્યું શા કારણથી ?

" ઉદ્યમ, સાહસ, ધૈર્ય, બળ, બુદ્ધિ અને પરાક્રમ એ છ જ્યાં હોય છે ત્યાં દૈવને પણ ઉભા રહેતાં શંકા થાય છે. "

" જે સાપનામાં ઝેર ન હોય તેણે પણ મોટી ફેણ તો બતાવવી જોઇએ. કેમકે ફેણથી ઝેરનું અનુમાન થાય છે માટે ફણાનો આટોપ એજ ભયંકર છે. "

એ કારણથી શસ્ત્રપાણિની ભાર્યા. એવું સાંભળીને શબ પાછું ગયું.

એ પ્રમાણે પાંચમી કથા સંપૂર્ણ.

---

છઠ્ઠી કથા.

વળી રાજા શબ લેઇ નિકળ્યું, શબ બોલવા લાગ્યું. હે રાજા ! સાંભળ. ધર્મપુર એવે નામે એક નગર છે. ત્યાં ધર્મસેન રાજા રાજ્ય કરે

एहवइ नांमि प्रधान । तेणइ कह्यु । राजा सांभलि ।

श्लोक.

**अपुत्रस्य गृहं शून्यं दिशा शून्याह्यबांधवः ।**
**मूर्खस्य हृदयं शून्यं सर्व शून्यं दरिद्रता ॥**

राजा सांभलि । जेहनइ पुत्र नही तेहनुं घर शुन्य । जेहनइ बांधव नही तेहनइ दसा शून्य जाणवीं । मुर्षनइ हइउ शुन्य । दरिद्रीनइ सर्व शुन्य जांणवुं । एहवुं प्रधाननुं वचन सांमली राजा देव्यानी यात्रा करवा नीकलु । देव्यानी स्तुति पृजा करवा लागु । देव्या त्रुठी । बोली हे राजा । हुं त्रुठी । वर मागि । हे मात तु त्रुठी तु सोभन पुत्र दी । पछइ देव्या बोली ताहरइ पुत्र होसइ । पण माहरा प्रासाद आगलि होम करावे । पछे इसवरीना प्रासाद आगलि होम कीधुं । पछइ राजाने पुत्र हवु । एणी जगदीश्वरी सर्व केहनइ आस पुरवा लागी । ते पुत्र मोटउ थउ । प्रधान पुत्र साथे एकवारनइ समइ इश्वरीनइ भुवनइ नमस्कार करवा ग्यु । तेहां कन्या एक पूजा करती दीठी । तेहनु रूप देषीनइ राजपुत्रे इश्वरीनइ

---

છે. તેને સિદ્ધર એવે નામે પ્રધાન છે. તે પ્રધાને રાજાને કહ્યુંઃ—

" રાજા, સાંભળ. જેને પુત્ર ન હોય તેનું ઘર શૂન્ય જેવું છે, જેને બાંધવ નહિ તેની દિશા શૂન્ય જેવી છે, મૂર્ખનું હૈયું શૂન્ય જેવું છે, અને જેને દરિદ્રતા છે તેને સર્વ શૂન્ય જાણવું. "

એવું પ્રધાનનું વચન સાંભળીને રાજા દેવીની યાત્રા કરવા નિકળ્યો. દેવીની સ્તુતિ તથા પૂજા કરી. દેવી પ્રસન્ન થઇને બોલી હે રાજા! હું તુષ્ટી છું, વર માગ. રાજાએ કહ્યું કે હે માત! જો તું તુષ્ટી હોય તો મને સુંદર પુત્ર આપ. પછી દેવી બોલી તારે પુત્ર થશે. પણ મારા મંદિર આગળ હોમ કરાવજે. પછી રાજાએ ઇશ્વરીના પ્રસાદ ( મંદિર ) આગળ હોમ કરાવ્યો અને રાજાને પુત્ર થયો. એ રીતે જગદીશ્વરી સર્વ કોઇની આશા પુરવા લાગી. તે પુત્ર મોટો થયો. એકવારને સમે પ્રધાન પુત્ર સાથે ઇશ્વરીને ભુવને નમસ્કાર કરવા ગયો. ત્યાં એક કન્યાને પૂજા કરતી દીઠી,

कह्यु । हे मात एह स्त्री साथे पाणिग्रहण होसी । माहरु मस्तग तुहने चडावेसि । एतलु कही आपणइ घेरे आव्यु । ते दिहाडी थकी विरह वेदना उपनी । क्षुधा नही । निद्रा नही । पछइ मित्रीये राजा आगलि कह्यु । स्वामी राजकन्या देषी पुत्रनइ अपार विरह उपनु छइ । पछइ राजानि प्रधान मोकलीनइ कहिवराव्यु । प्रधांनें ते कन्यानुं मागुं कीधुं । तेणइ राजपुत्रे ते राजकन्या परणी । आपणइ घरि लेइ आव्या । केतला-एक दिवस तेह साथे भोग भोगव्या । एकवार तेणी स्त्रीये कह्यु मुहनइ पीहरि लइ जा । तेह राजपुत्र मित्र संघाति नीकलु । जेतलइ मारगि जाय तेतलइ वाटे इश्वरीनुं प्रासाद दीठुं । पछइ राजपुत्रनइ सांभरु । मिं तु मस्तगनी पुजा मांनी हती । पछइ राजपुत्रे मित्रनइ अनइ स्त्रीनइ वाटी रापीनि प्रासादमांहि नमस्कार करवा ग्यु । देव्या आगलि ग्यु । पालीये करी मस्तक छेदीनइ देव्याने चडाव्यु । तेतलइ मित्रे विमासु राजपुत्र

---

तेनुं रूप देखीने राजपुत्रे ईश्वरीने कह्युं, हे मात! आ स्त्री साथे मारुं लग्न थशे तो हुं मारुं मस्तक तने चडावीश. एटलुं कहीने पोताने घेर आव्यो. ते दिवसथी तेने विरहवेदना उत्पन्न थइ. तेने भूख जती रही, ऊंघ जती रही. पछी तेना मित्रे राजा आगळ जइने कह्युं के स्वामी! राजकन्या जोइने कुमारने अपार विरह उपन्यो छे. राजाए प्रधान मोकलीने ते कन्यानुं मागुं कराव्युं. पछी ते राजकुंवर ते राजकन्या परण्यो अने पोताने घेर लइ आव्यो. केटलाएक दिवस तेनी साथे भोग भोगव्या पछी एकवार ते स्त्रीए कह्युं मने पीयेर लइ जाओ. ते उपरथी ते राजपुत्र पोताना मित्रने साथे लइने ( पोतानी स्त्रीने तेने पीयेर लइ जवा ) निकळ्यो. रस्ते जतां मार्गमां ईश्वरीनुं मंदिर दीठुं. तेने जोइने राजकुंवरने सांभरी आव्युं के में तो मस्तकनी पूजा मानी हती. पछी राजपुत्र मित्रने अने स्त्रीने रस्तामां बेसाडी देवीना मंदिरमां नमस्कार करवा गयो. त्यां देवी आगळ जइने छरी वडे पोतानुं मस्तक छेदी माताने चडाव्युं. तेना मित्रे रस्तामा बेठां बेठां विचार कर्यो के हजु राजकुंवर

हजी न्नाव्युं ते सुं । जैनि जोउं । मुउ दीठुं । तेणइ चीतव्युं एह बीरुपणी मुहनइ लागसी जे स्त्री काजि मुहनइ एणइ मारु । तु उपवाद पाषे मरण वारु । एहवु चीतवी खड्ग काढीनि देव्याने मस्तग चडाव्यु । पछे तेह स्त्री विमासण करवा लागी । भर्तार नावइ । प्रधान जोवा ग्यु तेह पण नावइ । तेह सुं कारण । जैनि जुए तु ते बेहुए मुआ दीठा । चीतव्यु । भर्तार मुउ । मित्री पण मुउ दीठु । हवइ हुए ते मरु । पीहरमां जइने सु मुष देषाडिसि । एहवु चीतवी जेतले गलइ पास घालि तेतले देव्या बोलि । हे बालिका वर मागि । हु त्रुठी । ते बोलि हे परमेश्वरी ए बेहुनइ जीवाडि । देव्या बोली । ए बेहुना मस्तग जुजुआ पड्या छइ ते संघाडी एकठां जोडी मेहलि । पछइ तेणी स्त्रीये उतावले भर्तारनुं मस्तक मंत्रीनइ धडी चुढीउ मंत्रीनुं मस्तग भर्तारनइ धडी चुढीउ । देव्यानी प्रसादी बेहु कढिय । मांहोमांहइ वढवा लागा । एक कहइ

---

કેમ આવ્યા નહિ ? પછી મંદિરમાં જઇને જોયું તો તેને મરેલો દીઠો. તે જોઇને તે વિમાસણ કરવા લાગશે કે મને એનો અપવાદ લાગશે કે એણે એને સ્ત્રીને કાજે મારી નાંખ્યો, માટે અપવાદ કરતાં મરણ સારૂં. એવો વિચાર કરી ખડગ કાઢી તેણે દેવીને પોતાનું મસ્તક ચડાવ્યુ. ( બંન્ને જણ પાછા ન આવ્યા એટલે ) તે સ્ત્રી વિમાસણ કરવા લાગી કે ( હજુ સુધી કેમ ) ભર્તાર પણ આવ્યા નહિ, અને પ્રધાન જોવા ગયો. તે પણ આવ્યો નહિ. માટે તેનું શું કારણ ? પછી પોતે જઇને જુએ છે તો બંનેને મુવેલા દીઠા. તે જોઇને પોતે મનમાં વિચાર કરવા લાગી કે, પતિ મરી ગયા, મિત્ર પણ મરી ગયો. તો હવે હું પીયેરમાં જઇને શું મુખ દેખાડીશ, માટે હું પણ મરી જાઉં. એવું વિચારીને જેવી ગળે ફાંસો ઘાલે છે તેવી દેવી બોલી, " હે પુત્રી ! વર માગ, હું પ્રસન્ન થઇ છું. " તે ઉપરથી તે બોલી, " હે પરમેશ્વરી એ બેઉને જીવતા કર. " દેવીએ કહ્યું, " એ બંનેનાં મસ્તક જુદાં પડયાં છે તે સાંધાડી એકઠાં જોડી મેલ. " પછી તે સ્ત્રીએ ઉતાવળમાં પતિનું મસ્તક પ્રધાનને ધડે ચોટાડયું અને પ્રધાનનું મસ્તક પતિને ધડે ચોટાડી દીધું. પછી દેવીના પ્રસાદથી બેઉ

माहरी बीजु कहइ माहरी । एहवी कथा कहीनइ वैताल बोलिउ । राजा वक्रमादइत्य तु कहे ते केहनी भार्या । जाणतु हुये ने नही कहइ तु तेह पाप तुहनइ । राजा बोलु । जेहां भर्तारनु मस्तग तेहनी भार्या ।

श्लोक.

सर्वौपधीनामशनं प्रधानं सर्वेपु पेयेपु जलं प्रधानं ।
सर्वेपु सौख्येपु वलं प्रधानं सर्वेपु गात्रेपु शिरः प्रधानं ॥

सघला शरीरमांहइ उत्तमांग मस्तग । एहवु सांभली सव पाछु ग्यु ।

॥ इतिश्री पष्टम कथानकं संपूर्णम् ॥

---

॥ अथ सप्तमी कथा ॥

वली राजा सब लेइ निकल्यु । सब बोलवा लागु । राजा सांभलि ।

---

જીવતા થયા અને પછી માંહોમાંહે વઢવા લાગ્યા. એક કહે એ મારી સ્ત્રી અને બીજો કહે મારી.

એટલી કથા કહીને વેતાલ બોલ્યો કે, હે રાજા વિક્રમાદિત્ય ! તું કહે એ કોની સ્ત્રી ? જાણતો હશે ને નહિ કહે તો તેનું પાપ તને લાગશે. રાજાએ કહ્યું કે જેના ધડ ઉપર પતિનું મસ્તક તેની સ્ત્રી, કેમકે—

" બધી દવાઓમાં અનાજ મુખ્ય છે, બધા પીવાના પદાર્થોમાં પાણી મુખ્ય છે, બધા સુખમાં બળ પ્રધાન છે, અને બધા અંગોમાં મસ્તક પ્રધાન છે. "

સઘળા શરીરમાં ઉત્તમાંગ મસ્તક એવું સાંભળી શબ પાછું જતું રહ્યું.

એ પ્રમાણે છઠ્ઠી કથા સંપૂર્ણ.

---

## સાતમી કથા.

વળી રાજા શબ લઇને નિકળ્યો. શબ બોલવા લાગ્યું, હે રાજા !

चंपापुरी एहवइ नामे नगरी । तेहां चंपकसेन एहवइ नांमे राजा । तेहनइ त्रिभोवन सुंदरी एहवइ नांमे कंन्या । तेह कंन्या वर जोगि थै । जेको प्रथवीमांहि वर हता तेह चित्र लखी वर देपाडिया पण एकइ न गमि । पछइ पिताए कहु स्वयंवर मंडप कीजइ । पछइ ते कंन्या बोली । स्वयंवर न करु । जेहनइ थण्य गुण हुये तेहनइ देजो । १ रूप २ बल ३ ज्ञान । एहवु सांभलिनइ नाना देसि थका च्यार वर आव्या । राजानि भेटा । कंन्यानु मागुं कीधुं । राजा बोलु । जेहमां त्रणि गण होसइ तेहनइ देइसि । वर बोला । अमारे त्रणि गण छइ । राजा बोलिउ । देपाडउ । एक बोलिउ । राजा एक देहाडि हु पांच स्फटिक नीपाउ । एक ब्राह्मणनइ आपु । बीजुं देव निमित्त । त्रीजु शरीरनइ अर्थे । चुथु भार्यानइ अर्थे । पांचमु वेचीनइ घेरे खरच करुं । अनि संग्रामि मज आगलि को बीजो नही । अनइ रूप तु प्रतिक्ष छइ । बीजुं बोलिउ । हु थलचर

---

સાંભળ. ચંપાપુરી નામે એક શહેર છે. ત્યાં ચંપકસેન નામે રાજા રાજ્ય કરે છે. તેને ત્રિભુવનસુંદરી નામે એક કન્યા છે. તે કન્યા પરણવા લાયક થઇ ત્યારે જેટલા પૃથ્વીમા વર હતા તે બધાની છબીએ ચિત્રીને બતાવી પણ એકે વર તેને ગમ્યો નહિ. પછી પિતાએ કહ્યું કે સ્વયંવર મંડપ રચાવીએ. ત્યારે તે કન્યાએ કહ્યું કે મારે માટે સ્વયંવર કરશો નહિ પણ જેનામાં રૂપ, બલ, અને જ્ઞાન, એ ત્રણ ગુણ હોય તેની સાથે મને પરણાવજો. એવું સાંભળીને જુદા જુદા દેશથી ચાર વર આવ્યા તે રાજાને મળ્યા અને કન્યાનું માગું કીધું. રાજાએ કહ્યું કે જેનામાં ત્રણ ગુણ હશે તેને કન્યા આપીશ. તે વર બોલ્યા કે અમારામાં ત્રણે ગુણ છે. રાજાએ કહ્યું તો દેખાડો. એકે કહ્યું, રાજા ! દરરોજ હું પાંચ સ્ફટિક રત્ન ઉપજાવી શકું છું. તેમાંથી એક બ્રાહ્મણને આપું છું, બીજું દેવ પૂજામાં વાપરાય છે, ત્રીજું શરીરને અર્થે વાપરું છું, ચોથું સ્ત્રીને આપું છું, અને પાંચમું વેચીને ઘર ખર્ચ ચલાવું છું. અને સંગ્રામમાં મારી આગળ કોઇ બીજો ટકી શકે નહિ. રૂપ તો પ્રત્યક્ષ દેખાય છે. બીજાએ કહ્યું હું સ્થળચર

जे जीव तेह सरवनुं बोलुं प्रीछु। रूप बल तु प्रतिक्ष छइं। त्रीजु बोलिउ। समक् शास्त्र जांणु। शस्त्र हाथी धरी पूठी बीजुं को जीपी न सके। अनइ रूप प्रतक्ष छइ। चुथु बोलिउ। समक् सास्त्र जाणु। रूप तु प्रतक्ष छइ। बल तु प्रत्क्ष छइ। सघला वरनुं वचन सांभलिनइ राजा विमासवा लागु। केहानइ देउ। एतली कथा कहीनइ वैताल बोलु। कहइ राजा ते केहनी भार्या। राजा बोलु। जे पांच स्फटिक नीपाये ते शूद्र। जेह सघलां प्राणीनुं बोल्युं जांणे तेह वैस जांणवु। सास्त्र जांणे ते ब्राह्मण जांणवु। जे शस्त्र हाथमां लिये ते पत्री। तेह कन्या योगि। अतएव कन्या क्षत्री क्षत्रीनइ दीजइ। एहवुं सांभली सब पाछु ग्यु।

॥ इति सप्तम कथानक समाप्युं ॥ ७ ॥

---

જેટલા જીવ તે બધાની બોલી સમજું છું, અને રૂપ તથા બળ તો પ્રત્યક્ષ છે. ત્રીજાએ કહ્યું હું સારી રીતે શાસ્ત્ર જાણું છુ અને હાથમાં હથિયાર ધારણ કરૂં ને વખત કોઇ જીતી શકે નહિ, રૂપ તો પ્રત્યક્ષ છે. ચોથાએ કહ્યું હું સર્વ શાસ્ત્ર જાણુ છું. રૂપ તથા બલ તો પ્રત્યક્ષ છે. સઘળા વરનુ એ પ્રમાણે વચન સાંભળીને રાજા વિમાસણ કરવા લાગ્યો કે હવે આ કન્યા કોને આપું? એટલી કથા કહીને વૈતાલ બોલ્યો, કહે રાજા એ કોની સ્ત્રી? રાજાએ કહ્યું, જે પાંચ સ્ફટિક ગલ નિપજાવે તે શૂદ્ર, જે સઘળા પ્રાણીનું બોલ્યું સમજે તે વૈશ્ય જાણવો, શાસ્ત્ર જાણે તે બ્રાહ્મણ જાણવો, અને જે હાથમાં હથિયાર ધારણ કરે તે ક્ષત્રી જાણવો. તે કન્યાને લાયક, માટે ક્ષત્રીની કન્યા ક્ષત્રીને આપવી જોઇએ.

એવું સાંભળીને શબ પાછુ જતું રહ્યું.

એ પ્રમાણે સાતમી કથા સંપૂર્ણ.

---

॥ अथ अष्टमी कथा ॥

वली राजा सग्र लेइ नीकलु । सग्र बोलवा लागु । राजा सांभलि । मलयस्थल एहवइ नामे नगर । गणाधिपति एहवइ नामे राजा । तेहभणी दूरि थकु सेवा करवानइ राजपुत्र विरमदेव आव्यु । राजा, गणाधिपतिनइ भेटिउ । राजाए उतारु आप्यु । नित्तमेव राजानी सेवा करइ पण राजा कांइ कहइनइ । जे कांट धन हुतु तेह वर्षमांहइ खाधु । निर्धिन्या थ्या । परिवार सवलु ग्यु । एक दिहाडउ राजा आहेडइ रमवा वेगलउ ग्यु । पारधु सवलु थाकु । राजा भुलु पडिउ । मारग न जाणइ । पछइ निरधन सेवकइ आवी जुहार कीधु । राजा बोलिउ । तुं कहनइ गरासवेतण स्युं छइ । ते बोलिउ । स्वामी सेवा करतां दिवसि घणा हौआ पग निरुउं छउं । राजा बोलिउ । हुं भुषु छुं । पछइ ते सेवकइ वनमांहेथकी फल बे आणां । राजाइ खाधां । पछइ राजा आपणइ नगरि आविउ । तेहनइ बत्रीस

---

આઠમી કથા.

વળી રાજા શગ લઇને નિકળ્યો. શગ બોલવા લાગ્યું. હે રાજા ! સાભળ. મલયસ્થળ નામે એક નગર છે. ત્યાં ગુણાધિપતિ નામે રાજા છે. તેના તરફ ઘણે દૂરથી નોકરી કરવાને વિરમદેવ નામે એક રાજપુત્ર આવ્યો તે રાજા ગુણાધિપતિને મળ્યો. રાજાએ તેને ઉતારો આપ્યો. તે દરરોજ રાજાની સેવા કરે, પણ રાજા કંઇ બોલે નહિ. જે કાંઇ ધન પાસે હતું તે એક વર્ષમાં ખાઇ ગયા, અને નિર્ધનિયા થઇ ગયા. કુટુંબનાં સઘળાં માણસો જતાં રહ્યા. એક દહાડો રાજા શિકાર ખેલવા ગયો તે ઘણે દૂર નિકળી ગયો. બીજાં શિકારી માણસો થાકીને પાછળ રહી ગયાં રાજા ભૂલો પડયો અને કઇ માર્ગ સુઝે નહિ. પછી નિર્ધન સેવક ( વિરમદેવે ) આવીને જુહાર કીધા. રાજાએ કહ્યું તને શો ગરાસ મળે છે ? તે બોલ્યો, સ્વામી ! સેવા કરતા ઘણા દિવસ થયા પણ હજુ નિર્ધન છું રાજાએ કહ્યું હુ ભુખ્યો છુ. પછી તે સેવકે વનમાંથી બે ફળ લાવીને આપ્યાં તે ખાઇને રાજા સંતોષ પામ્યો. ત્યાર પછી રાજા પોતાના નગરમાં

गांम आप्यां। ते सेवक राजाए अन्येराजा भणी भेटवा मोकल्युं। जेतलइ समुद्रनइ तटि जाये तेनलइ समुद्रमांहि देव्यानुंप्रासाद दीठुं। तेहां आकाश थकी देवी उतरी। आपण पुठि ग्यु। ते बोली अहां साहने आव्युं छइ। कांम पीडिन हुउ छु हु। तेणी देव्याये अंगीकार कीधु। पछइ तेणइ सेवके विमासुं। ए देवांगना राजाने देषाडुं। एहवुं विमासीनइ पाछुं आविउ। सघलुं ग्रनांत राजानइ कहिउ। ते बिहु तेहां ग्या। ते देवांगना देव्यानइ नमस्कार करवा आवती दीठी। तेणी देवांगनाये राजा आवतु दीठुं। कांम पीडित थकी बोली। राजा कांइ अनुज्ञा दे। जे कांइ कहे ते करु। राजा बोलिउ। तु माहरु कहिउ करे तु एह सेवकनी भार्या हु। तेह बोली। ताहरइ विषइ हु अभिलाप करती हुती तुं एहनइ कां आपी। तें कहु तु ताहरु कहु करेसि। पछइ गंधर्व विवाह करी परण्या। एतली कथा कहीनइ वैताल बोलिउ। राजा विक्रमादेत्य

---

આવ્યો અને તે સેવકને બત્રીસ ગામ આપ્યાં. ત્યાર પછી રાજાએ તે સેવકને બીજા રાજાની મુલાકાત કરવા મોકલ્યો. રસ્તે જતા સમુદ્રને કિનારે તે જાય છે એટલામા સમુદ્રમાં એક દેવીનું મંદિર દીઠું. ત્યાં આકાશમાંથી એક દેવાંગના ઉતરતી દીઠી. તેની પાછળ પાછળ તે ગયો એટલે તે બોલી કે અહીં શા કામને માટે આવ્યો છે? પછી તેણે કહ્યું કે હું કામ પીડિત છું. તે ઉપરથી તેણે તેનો અંગીકાર કીધો. પછી તે સેવકે વિચાર્યું કે એ દેવાંગના રાજાને દેખાડું. એવું વિચારીને તે પાછો આવ્યો. સઘળો વૃતાંત રાજાને કહ્યો. પછી તે બેઉ ત્યાં ગયા. એટલે પાછી દેવાંગનાને આકાશમાંથી દેવીની પુજા કરવા આવતી દીઠી. તે દેવાંગનાએ પણ રાજાને આવતો દીઠો. કામ પીડિત થકી તે બોલી રાજા! કાંઇ અનુજ્ઞા દે. તું જે કાંઇ કહે તે કરૂં. રાજાએ કહ્યું, તુ મારૂં કહ્યું કરે તો આ સેવકની ભાર્યા થા. તે બોલી હું તારે વિષે અભિલાષ કરતી હતી તો તું મને એને કાં આપે છે? છતાં તુ કહે છે તો તારૂં કહ્યું કરૂં છું. પછી ગાંધર્વ વિવાહ કરીને બને પરણ્યાં.

એટલી કથા કહીને વૈતાલ બોલ્યો, રાજા વિક્રમાદિત્ય! સાંભળ. એ

सांभलि ते बिहुमांहि सात्विक कुण। राजा बोलिउ सेवक। राजाने देवांगना आपी। सेवकने आपी तु राजा सात्विक सिं नहि। वली राजा बोलिउ जे पहिलु उपकार करइ ते सात्विक। पहेलु उपकार तु सेवकनुं। एह कारणि तु सेवक सात्विक जाणवो। एहवुं सांभली सत्र पाछुं गयुं।

॥ इति अष्टम कथानक संपूर्ण ॥

---

॥ अथ नवमी कथा ॥

वली राजा सत्र लेइ निकलिउ। सत्र बोलवा लागु। राजा सांभलि। मदन आनंदपुर एहवइ नांमि नगर। तेहां मदनवर एहवइ नांमे राजा। तेहनइ हरणदत्त एहवइ नामे श्रेष्ठ। तेहनं मदनसेना एहवइ नांमि कन्या। तेह कंन्या वसंत मसवाडी सषी संगाती वनमांहि रमवा गै। तेहां सोमदत्त एहवइ नामि श्रेष्ठ तेहनु पुत्र धर्मदत्त मित्र संगाति रमवा आव्यु।

---

બન્નેમા સાત્વિક કોણ? રાજાએ કહ્યુ સેવક, કેમકે તેણે રાજાને દેવાગના આપી વૈતાલે કહ્યુ કે રાજાએ સેવકને આપી તો રાજા શા માટે નહિ? તે ઉપરથી રાજાએ પાછુ કહ્યુ કે જે પહેલો ઉપકાર કરે તે સાત્વિક, પહેલો ઉપકાર તો સેવકનો છે તે કારણથી સેવક સાત્વિક જાણવો. એવુ સાભળીને શબ પાછુ જતુ રહ્યુ

એ પ્રમાણે આઠમી કથા સપૂર્ણ.

---

## નવમી કથા.

વળી રાજા શબ લઇ નિકળ્યો. શબ બોલવા લાગ્યું. હે રાજા! સાભળ. મદન આનદપુર એવે નામે એક નગર છે. ત્યા મદનવર એવે નામે રાજા છે. તે શહેરમા હરણદત્ત નામે એક શેઠ રહે છે તેને મદનસેના નામે કન્યા છે તે કન્યા વસત માસમા સખીઓ સાથે વનમાં રમવા ગઇ. ત્યા સોમદત્ત શેઠનો પુત્ર ધર્મદત્ત મિત્રો સાથે રમવા આવ્યો હતો. તે પેલી કન્યાનુ રૂપ

तेह स्त्रीनुं रूप देषीनइ विह्वल हौउ । विमासवा लागु । जु एह संघाति संभोग करु तु माहरु जीविउ सार्थिक । तेनी अपार विरहवेदना पीडिउ। रात्री मोटी कष्टिमें नीगमी । वली ते प्रभाति वनमाहि आव्यु । तेह स्त्री पण वनमांहइ आवी । पछे तेह स्त्री देषी करी जइनइ बांहि वलगु। जु तु मन संघाति भोग भोगवइ तु हुं जीवुं । ते वोली हुं कुंआरी छु। तुजनीं पापछि । अनइ संभोगकरणहार हु टछि तु पांच दिवसि पाधि । पांचमी दिवसि हु परणिस । अनइ परण्या पछी भर्त्तार कन्हि जायस ते पहिली तु कन्हि आवीसि । तेणे अर्थि सत्य वचन दीधुं । पछे तेणे मुंकी आपणइ घरि गै । पांचमि दाहडी ते परणी । सासरइ भर्तार कन्है गै । जेतले आलिंगनादिक करइ तेतलइ तेणीये वारु। स्वामी वेगली रहु। भर्तार बोल्उि । ते कां । पछे ते वोली मि कुंआरी थकी ए वाचा दीधी छे । ते सघलु वृत्तांत कहु । पछे भर्तार बोल्उि । जु तें एहवु सत्य

જોઇને વિહ્વલ થઈ ગયો. તે મનમાં વિચાર કરવા લાગ્યો કે જો હું એ સ્ત્રી ભોગવું તો જ મારૂં જીવ્યું સાર્થક. પછી તે અપાર વિરહ વેદનાથી પીડાવા લાગ્યો. આખી રાત તેણે ઘણા દુઃખે કાઢી. પ્રભાત થયું એટલે પાછો વનમાં આવ્યો. તે સ્ત્રી પણ વનમાં આવી. પછી તે સ્ત્રી પાસે જઇને તેણે તેનો હાથ પકડયો અને કહ્યું કે જો તુ મારી સંગાથે રંગભોગ કરે તોજ હું જીવી શકું, નહિ તો હું મરી જઇશ. તે સ્ત્રીએ કહ્યું કે હું કુંવારી છું. મને અડીશ ના. તને પાપ લાગશે. મને ભોગવવાની તને ઇચ્છા હોય તો પાંચ દિવસ પછી હું પરણીશ અને પરણ્યા પછી ભર્તાર પાસે જઇશ તે પહેલાં તારી પાસે આવીશ. આ બાબત તેણે તેને સત્ય વચન આપ્યું એટલે તેણે તેને છોડી દીધી. પછી તે પોતાને ઘેર આવી. પાંચમે દહાડે તે પરણી અને પોતાને સાસરે ભર્તાર પાસે ગઇ. તેનો પતિ આલિંગનાદિ કરવા લાગ્યો એટલે તેણે કહ્યું, સ્વામી ! છેટા રહો. પતિએ કહ્યું કેમ ? તે સ્ત્રી બોલી, હું કુંવારી હતી તે વખતે એક જણને મેં વચન આપ્યું છે. એમ કહીને બનેલી બધી વાત તેને કહી બતાવી. પછી તેના પતિએ કહ્યું જો

वचन दीधुं छि तु तुं तिहां जा । पछे तेह स्त्री पाछिलि'रात्रि। तेहना घर भणी नीकली। चोरि वाटि जाती दीठी। चोर हसुं । हुं एहनो आभरण लइसि । चोर बोल्डि । हे कांमिनी तु एकली मध्यरात्रि किहां जाये छे । ते स्त्री बोली माहरा वल्लभ कन्हि जाउछु । तु एकली बीहती नथी । तव तेह बोली । कंदर्प सरिषु सषा छि तु कां बीहु । तेणीये सघलु वृत्तांत चोरनइ कहिउ। चोरि विमासु। एहतुं श्रंगार भंग न करु। चोरि जाती मुंकी। पछे तेह स्त्री धर्मदत्त सुतु हतु तेह घरमां गै। तेणइ दीठी । पुछवा लागु । तुं कुण ।

श्लोक.

यक्षिणी वाथ गंधर्वी किन्नरी वा सुरेश्वरी।
सिद्धकन्या वर्षिपिकन्या नागकन्या वा मानुषी॥

तुं कुण । केहांथकी आवी । ते बोली हुं मानुषी । श्रेष्टी हरणदत्तनी पुत्री । मदनसेना माहरुं नांम । ते हुं परणी । ते मुनइ सम

---

તેં એવું સત્ય વચન આપ્યું છે તો તું તેની પાસે જા. પછી તે સ્ત્રી પાછલી રાત્રે તેના ઘરભણી જવા નીકળી. રસ્તે જતાં ચોરે દીઠી. તેને જોઇને ચોર રાજી થયો કે હવે હું એનાં ઘરેણાં ઉતારી લઇશ. પછી ચોર બોલ્યો, હે સ્ત્રી ! તું એકલી મધરાતે કયાં જાય છે ? તે સ્ત્રીએ કહ્યું કે મારા વલ્લભ કને જાઉં છું. ચોરે કહ્યું, તું એકલી બીતી નથી ? ત્યારે તેણે કહ્યું કામદેવ સરખો સખા સાથે છે તો પછી બીક શી ? પછી તે સ્ત્રીએ સઘળો વૃત્તાંત ચોરને કહ્યો. તે ઉપરથી ચોરે વિચાર કર્યો કે એનો શણગાર ઉતારવો ન જોઇએ પછી ચોરે જવા દીધી એટલે તે સ્ત્રી ધર્મદત્ત સૂતો હતો તે ઘરમાં ગઇ. ધર્મદત્ત તેને જોઇને પૂછવા લાગ્યો. અરે તું કોણ છે?

" યક્ષિણી છે? ગંધર્વી છે? કિન્નરી છે? દેવ કન્યા છે? સિદ્ધ કન્યા છે? ઋષિ કન્યા છે? નાગ કન્યા છે? કે માનુષી છે?" તું કોણ છે? કયાંથી આવી? તે બોલી હું માનુષી, શેઠ હરિણદત્તની પુત્રી મદનસેના મારૂં નામ. તે હું પરણી. મને સમ આપ્યા હતા તે કારણથી હું આવી

कराव्या हुता तेह साटे हुं आवी छुं। जे गमि ते करि। ते कहे तुं किम आवी सकी। ते बोली कुंअर तुं सांभलि। मि भर्तार आगलि सघलउ वृत्तांत कह्यु। भर्तारि हुं मोकली। हवइ ताहरे गमि ते तुं करि। धर्मदत्त बोलिउ। तुं सम उतारवा आवीछि। प्रीति थकी नथी आवी।

श्लोक.

वस्त्रहीनमलंकारं घृतहीनं च भोजनं।
स्वरहीनं च गांधर्वी भावहीनं च मैथुनं॥

सर्वथा पर स्त्री संगम न करूं। स्त्री अनेरु करइ अनइ मुहि जुठुं बोलि हैइआ मांहे अनेरु चिंतवइ। स्त्रीनुं चरित्र कोन जांणइ माहरइ ताहरु खप नथी। तुं जा। एहवु कहिनइ स्त्री पाछी मोकली। चोरि दीठी। चोर आगल सघलु वृत्तांन कह्यु। चोरि जाती कीधी। पछे भर्तार समीप आवी। भर्तारि आलिंगन चुंबन कीधुं। एतलि कथा कहीनइ वैताल बोलिउ। कहि राजा ते त्रिहु मांहिं सात्विक कुण। राजा बोलिउ। जे

---

છું. માટે હવે જે ગમે તે કરો. તેણે પૂછ્યું કે તું શી રીતે આવી શકી? તે બોલી કુમાર, સાંભળ. મેં ભર્તાર આગળ સઘળો વૃત્તાંત કહ્યો તે ઉપરથી ભર્તારે મને મોકલી. હવે તારે ગમે તે કર. ધર્મદત્ત બોલ્યો. તું સમ ઉતારવા આવી છે, પ્રીતિથી નથી આવી.

" વસ્ત્ર વગરના અલંકાર, ઘી વગરનું ભોજન, સૂર વગરની ગાનારી, અને ભાવ વગરનું મૈથુન આ બધું નકામું છે. "

માટે સર્વથા પરસ્ત્રી સંગ ન કરૂં. સ્ત્રી કરે કંઇ અને મોઢે જૂઠું બોલે, હૈયામાં કંઇ લુદું જ ચિંતવન કરે, એવું સ્ત્રીનું ચરિત્ર કોઇ જાણી શકે નહિ. માટે મારે તારો ખપ નથી, તું જા. એવું કહીને તે સ્ત્રીને પાછી મોકલી દીધી. રસ્તે આવતાં પાછી ચોરે દીઠી. ચોર આગળ બધી વાત કહી તે ઉપરથી ચોરે પણ જવા દીધી. પછી પતિ પાસે આવી ભર્તારે આલિંગન ચુંબન કીધું.

એટલી કથા કહીને વૈતાલ બોલ્યો, કહે રાજા, એ ત્રણેમાં સાત્વિક

आपणइ भर्तारि मोकली ते अन्येरानइ विषइ चित्त जाणीउ । अनइ पर पुरुपि मोकली ते राजाना भयथी । चोरनुं कारण काइ नही । अतएव चोर सात्विक । इम साभली सत्र पाछुं ग्यु ।

॥ इति नवम कथानक ॥

---

## ॥ अथ दशमी कथा ॥

वली राजा सत्र लेइ नीकलु । सत्र बोलवा लागु । राजा सांभलि । गुडदेशि पुण्यवर्धन एहवइ नांमि नगर । तेहा पुण्यसेपर एहवइ नामि राजा । तेहनइ अभयेचंद एहवइ नांमि प्रधांन । पणि ते महा श्रावक । तेणि राज्ये श्रावक धर्म प्रवताव्यु । शिव पूजा । विष्णु पूजा । गौदान । भोमिदान । सोवर्णदान । लोहदान । पिंडदान । गयानी यात्रा ते सर्व मनाव्यु । केतलेक दाहाडे राजा पनत्व पाम्यु । तेहनुं पुत्र मकरध्वज

---

કોણ ? રાજાએ કહ્યું, તેના પતિએ જે મેકલી તે તો બીજા પુરૂપને વિષે ચિત્ત છે એમ જાણીને, અને પર પુરૂપે પાછી મોકલી તે રાજાના ભયથી, પરતુ ચોરને કઈ કારણ નહોતુ, માટે ચોરજ સાત્વિક. એવુ સાભળીને શમ પાછું જતુ રહ્યું.

એ પ્રમાણે નવમી કથા સપૂર્ણ. ॥

---

## દશમી કથા.

વળી રાજા શમ લઇ નિકળ્યો શમ બોલવા લાગ્યુ. હે રાજા ! સાભળ ગૌડદેશમા પુણ્યવર્ધન નામે નગર છે. ત્યા પુણ્યશેખર નામે રાજા રાજ્ય કરે છે તેને અભયચંદ્ર નામે પ્રધાન છે. પણ તે મહા શ્રાવક હતો. તેણે રાજ્યમા શ્રાવક ધર્મ પ્રવર્તાવ્યો શિવપૂજા, વિષ્ણુપૂજા, ગૌદાન, ભૂમિદાન, સુવર્ણદાન, લોહદાન, પિંડદાન, ગયાની યાત્રા, એ સર્વનો ત્યાગ કરાવ્યો. કેટલેક દહાડે રાજા મરણ પામ્યો એટલે તેનો પુત્ર મકરધ્વજ ગાદીએ બેઠો. તે મકર-

राजि वयेसारु। तेणइ मकरधजे प्रधांन काढु। सघलि विष्णुधर्म प्रवर्ताव्यु। एकवारनइ समइ वसंत ममवाडि तिहु रांणीनि लेइ रमवा वाडीमांहि ग्यु। तेहां सरोवरमांहि जीलवा पयठा। राजानि कमल राणीना हाथमांहि आपु। रांणीना हाथमांहिथु वछुटी पडिउ। पग भागु। बीजी रांणी चंद्रमानइ किरणे करी सरीर पीडी थइ पटी। त्रीजी रांणी अनेरांनट घरि मुसलानु सब्द सांभली हाथि पीडा उपनी। एतली कथा कहीनइ वैताल बोलिउ। राजा कहि। ते त्रिहुमांहि कोमल कुण। राजा बोलिउ। वेगलि मुमलानु सवद सांभली हाथि पीडा उपनी तेह सकोमल जांणवी। एहवुं सांभली सत्र पाछु ग्यु।

॥ इति दशम कथानक संपूरण ॥

---

ધ્વજે પ્રધાનને કાઢી મૂકયો અને સઘળે વૈષ્ણુવ ધર્મ પ્રવર્તાવ્યો. એક વારને સમે વસંત માસમાં ત્રણે રાણીઓને લઇ વાડીમાં રમવા ગયો ને ત્યાં સરોવરમાં જળ ઝીલવા બેઠા. રાજાએ કમળ લઇને રાણીના હાથમાં આપ્યું પણ તે રાણીના હાથમાંથી વછૂટી પડયું તેથી રાણીનો પગ લચકી ગયો. બીજી રાણી ચંદ્રમાના કિરણો વડે કરીને શરીરે પીડાવા લાગી. ત્રીજી રાણીને બીજાના ઘરમાંથી સાંબેલાના અવાજ સાંભળીને હાથે પીડા થઇ.

એટલી કથા કહીને વૈતાલ બોલ્યો, રાજા કહે, એ ત્રણેમાં કોમળ કોણ? રાજાએ કહ્યું, આઘેથી સાંબેલાના અવાજ સાંભળીને જેને હાથે પીડા ઉપજી તે સુકોમળ જાણવી. એવું સાંભળી શબ પાછું જતું રહ્યું.

એ પ્રમાણે દશમી કથા સંપૂર્ણ.

## ॥ अथ एकादशमी कथा ॥

वली राना सन लेइ निकल्युं । मत्र बोल्वा लागु । राजा सांभलि । गुणाकर एहवइ नांमे नगर । तेहां जन वह्लभ एहवइ नांमे राजा । प्रनाकोसी एहवये नांमे प्रधांन । तेहने लक्ष्मी एहवइ नांमे स्त्री । राजानि चितव्युं । राज्यनुं शु फल जो ओहोरात्रि मनोहर स्त्री साथि क्रीडा न कीजे । एहवु चीतवी राज्यभार प्रधाननी आपुं । आपण सुप संभोग करवा लागु । राजनी चिंताये प्रधान दुर्बलउ थउ । एकवार प्रधांननी स्त्री लक्ष्मीये कहु । स्वांमी हवणां दुर्बला कां । प्रधांन बोलिउ । अहोरात्री राजनी चिंता घणी छे । राजा तु अहोरात्र क्रीडा करइ छे । वली भार्या बोली । स्वांमी तुं वली राजानि एहवुं कहइ हुं तीर्थयात्रा करवा जाइसि । राजानि आज्ञा दीधी । पछे ते प्रधांन रामेश्वरनी यात्रा करवा ग्यु । जेतलइ रांमेश्वरनइ नमस्कार करइ तेतलइ समुद्रमांही थकु

---

## અગીયારમી કથા.

વળી રાજા શબ લઇને નિકળ્યું. શબ બોલવા લાગ્યું. હે રાજા, સાંભળ, ગુણાકર એવે નામે નગર છે. ત્યાં જનવલ્લભ નામે રાજા રાજ્ય કરે છે. તેને પ્રજાકોશ નામે પ્રધાન છે, તેની સ્રીનું નામ લક્ષ્મી છે. રાજાએ વિચાર્યું કે જો અહોરાત મનોહર સ્રી સાથે ક્રીડા ન કરી તો પછી રાજ્યનું ફળ શું ? એવું વિચારી રાજ્યભાર પ્રધાનને સોંપી પોતે સુખ સંભોગ કરવા લાગ્યો. રાજ્યની ચિંતાએ પ્રધાન દુબળો થઇ ગયો. પછી એક વખત પ્રધાનની સ્રી લક્ષ્મીએ પોતાના પતિને કહ્યું, સ્વામી ! તમે આટલા બધા દુબળા કાં થઇ ગયા ? પ્રધાને કહ્યું, રાજા તો ક્રીડા કર્યા કરે છે અને મારે માથે અહોરાત્ર રાજ્યની ચિંતા ઘણી છે. એવું સાંભળીને સ્રીએ કહ્યું કે તમે રાજાને જઇને એવું કહો કે મારે તીર્થયાત્રા કરવા જવું છે. પ્રધાને એ પ્રમાણે કહ્યુ એટલે રાજાએ આજ્ઞા આપી. પછી પ્રધાન રામેશ્વરની યાત્રા કરવા ગયો. ત્યાં જઇને રામેશ્વરને નમસ્કાર

एक कल्पवृक्ष नीकलु दीठुं। ते वृक्ष उपरि लिनाइ संयुक्त देवांगना दीठी।

श्लोक.

येनयद्वापितं वीजं कर्मभूमौ शुभाशुभं।
प्राप्यते तेन तत्रैव नीयते विधिना सदा॥
दैवायत्तं जगत्सर्वं सदेवा सुरमानुषाः।
तस्मात्सर्वप्रयत्नेन तमेवर्चितयेत् शुभम्॥
पूर्व जन्मार्जितं कर्म यत्र पुंसां शुभाशुभं।
तद्दैव सर्वजन्तूनां सृष्टिसंहारकारणम्॥

एहवुं भणती पातालि गै। एहवुं कुतिक प्रधांनि दीठुं। ते प्रधांन आपणइ नगरी आव्युं। राजा आगली विनती कीधी। स्वांमी आश्चर्य दीठुं। तु कीहां। प्रधांन बोल्युं। पूर्व वृत्तांत सवलुं हतुं ते कह्यु। पछि प्रधांनने राज्य आपी राजा रत्नेश्वरनी यात्रा करवा ग्यु। नमस्कार करीनइ जेतलइ जोये तेतलइ समुद्रमांहे देवांगना संयुक्त वृक्ष दीठुं। राजा

---

करे छे એટલામાં સમુદ્રમાંથી એક કલ્પવૃક્ષ નિકળ્યું તે જોયું. તે વૃક્ષ ઉપર લતાઓથી વિંટાયલી એક દેવાંગના દીઠી.

" કર્મભૂમિને વિષે જેણે જેવું શુભાશુભ બીજ વાવ્યું હોય તેવુંજ તે ત્યાં પામે છે, અને નસીબ ત્યાં દોરી લઇ જાય છે.

" દેવ, અસુર, માણસો વગેરે આખું જગત દૈવનેજ આધીન છે. તેટલા માટે સર્વ પ્રયત્નથી તેજ શુભ ઇચ્છવું જોઇએ.

" પુરૂષે પૂર્વ જન્મમાં જે શુભાશુભ કર્મ પ્રાપ્ત કર્યું હોય તેજ સર્વ પ્રાણીઓનું દૈવ છે. ને તેજ સૃષ્ટિના સંહારનું કારણ છે.

એવું ભણતી ભણતી તે પાતાળમાં જતી રહી. એવું કૌતુક પ્રધાને દીઠું. પછી પ્રધાન પોતાને નગર આવ્યો અને રાજા આગળ વિનંતિ કરી કે સ્વામી ! મેં એક આશ્ચર્ય જોયું. રાજાયે કહ્યું કે ક્યાં ? ત્યારે પ્રધાને પૂર્વ વૃત્તાંત હતો તે સઘળો કહી બતાવ્યો. પછી પ્રધાનને રાજ્ય આપી રાજા રત્નેશ્વરની યાત્રા કરવા ગયો. ત્યાં નમસ્કાર કરીને જ્યાં જુએ છે કે

मंत्रे करी उत्पतु । ते वृक्ष पातालि नगरि गयु । राजा तिहां गयु । देवांगना बोली । हे वीर आंहां साहंने आव्यु छइ । राजा बोल्युं । ताहरइ रुपि हुं मोहुं । देवांगना बोली । तुं कालीचौदसीं मुं संघाती संभोग म करि । तुं कहिस ते हुं करीस । एहवुं कही केतलाक दिहाडा भोगव्या । पछी कालीचौदसि देवांगनाये कहु । राजा तु आज नाविसि । पछि राजा अदृष्टि होइ । तांहां अदृष्ट रही जोवा लागु. तेतलि राक्षसि एक आवीनइ तीह स्त्री गली । राजायें दीठी । राजा हाथमांहइ खडग लेइनइ धाउ । हे राक्षस पापी क्रूर कर्मना करणहार स्त्री घातक माहरुं जीवतव्य लेइ किहां जायेसि । मज संघाते संग्राम करि । पछे ते बिहु संग्राम करवा लागा । राजाये राक्षस मारीनइ पेटमांहइथको देवागना काढी । देवागना बोली । वीर वारु कीधुं । मुहनइ उपगार कीधुं । राजा बोलु । कृष्णचतुर्दसीनि दाहडइ कां गली । ति बोली माहरु पिता विद्या

---

तरत त्यां समुद्रमां देवागना सहित वृक्ष दीठुं. राजा मंत्र वडे करीने ते वृक्ष उपर चढी बेठो. वृक्ष पाताळ नगरमां गयुं. राजा पण त्यां गयो. देवांगना बोली, हे वीर ! अहीं शा माटे आव्यो छे ? राजाए कह्युं, तारा रुपे हुं मोह पाम्यो छु देवांगना बोली, तुं काळी चौदसने दहाडे आवीश नहि. राजाए कह्युं तुं कहीश ते प्रमाणे हुं करीश. एवु कहीने केटलाक दहाडा त्या भोग भोगव्या. काळी चौदसनो दहाडो आव्यो एटले देवांगनाए कह्युं राजा ! तुं आज आवीश नहि. पछी राजा अताइने जोवा लाग्यो तो तेटलामां एक राक्षस आवीने ते स्त्रीने गळी गयो. राजा ते जोइने हाथमां खडग लइने पाछळ धायो ने बोलवा लाग्यो के हे पापी ! राक्षस ! क्रूर कर्मना करनार ! स्त्री घातकी ! मारुं जीवित धन लइने क्यां जाय छे ? मारी साथे संग्राम कर. पछी बन्ने युद्ध करवा लाग्या. राजाए राक्षसने मारीने पेटमांथी देवांगना काढी. पछी देवांगना बोली, वीर ! बहु सारुं कीधुं. मारा उपर घणो उपकार कर्यो. राजाए पूछ्युं. काळी चौदशने दहाडे ए शा कारणथी गळी गयो ?

धर हुतु । तेहनी पुत्री त्रिभोवन सुंदरी माहारुं नाम । माहारु पिता मुपाषि भोजन न करी । एकवार हुं भोजनि वेला नावी । कोपेकरी मुहनें श्राप दीधुं । वली श्रापनुं अनुग्रह माग्यु मि । पाछि पितायें कह्यु । जे को मनीस वीर आवी राक्सस मारे तिहवारे तु श्राप थकी मुकाइसि । तु हु श्रापथकी मुकाइ । पछी राजा बोलु । आपण आपणइ नगरि जैयें । पछे तेणी देवांगनायें देव्या समरी । हुंकार कीधुं । सित्रदा आपण नगरि आव्या । पछे प्रधांनने साहमु कीधुं । महामहोछवि राजा देवांगना लइ आव्या । अनेक सुपसंभोग करवा लागा । एकवारनइ संमइ देवांगना प्रधांननी द्रष्टइ पटी । प्रधान हैउ फाटी मुउ । ते शुं कारण । एहवी कथा कही वैताल बोलु । राजा वक्रमादित्य तु कहइ । प्रधांन मुउ ते कारण शु । राजा बोलु । प्रधांन देवांगना दीठी तेवारि एहवु चीतव्यु । राजा देवां-

---

તે બોલી, મારો પિતા વિદ્યાધર હતો, તેની હું પુત્રી. ત્રિભુવનસુંદરી મારૂં નામ. મારા પિતા મારા વગર ભોજન કરે નહિ. એકવાર હું ભોજન વેળાએ ઘેર ન આવી, તેથી મારા પિતાએ કોપ કરી મને શાપ દીધો. પછી મેં શાપનો અનુગ્રહ માગ્યો ત્યારે પિતાએ કહ્યું, જ્યારે કોઇ મનુષ્ય વીર આવીને રાક્ષસને મારશે ત્યારે તું શાપ થકી મૂકાઇશ. માટે હવે હું શાપ થકી મૂકાઇછું. પછી રાજાએ કહ્યું, ચાલો આપણે આપણે નગર જઇએ. પછી તે દેવાંગનાએ દેવીનું સ્મરણ કર્યું અને હુંકારો દીધો એટલે બધા પોતાના નગરમાં આવી પહોંચ્યા. પ્રધાને સામૈયું કર્યું. રાજા દેવાંગનાને લઇ આવ્યા તેથી આખા નગરમાં મોટો મહોત્સવ કર્યો. રાજા દેવાંગના સાથે અનેક સુખ સંભોગ ભોગવવા લાગ્યા. એક વારને સમે દેવાંગના પ્રધાનની દ્રષ્ટિએ પડી. તેને જોતાંજ પ્રધાનનું હૃદય ફાટી ગયું અને તે મરણ પામ્યો. એનું કારણ શું હશે?

એટલી કથા કહીને વૈતાલ બોલ્યો, રાજા વિક્રમાદિત્ય! તું કહે, પ્રધાન મરી ગયો તેનું કારણ શું? રાજાએ કહ્યું, પ્રધાને દેવાંગના દીઠી તે વખત એવું વિચાર્યું કે રાજા દેવાંગના સાથે લુબ્ધ થઇ ગયો તો

गना साथी लुब्धा होउ । राज्यनी चिता कुण करसि । प्रजा अनाथ थासि । एहवु विमासी प्रधान हइड फाटी मुउ । एहवु साभळी सब पारु ग्यु ।

॥ इति एकादशमी कथा सपूरण ॥

---

## ॥ अथ द्वादशमी कथा ॥

वली राजा सव लेइ नीकलु । सव बोलवा लागु । राजा साभलि । चडपुर एहवइ नामि नगर । तेहा चडसेन एहवइ नामे राजा । देवस्वामी एहवइ नामे प्रोहित । तेहने हरिणस्वामी एहवइ नामे पुत्र । रूप तु मकरध्वज । तेणइ हरिणस्वामीये लावण्यवती इसवरीनी कन्या परणी । ते बिहु माहइ अपार प्रीति उपनी । ग्रीष्मकालि रात्र धवलग्रह उपरि सुता ते बिहुने निद्रा आवी । विद्याधर विमानी बयेसी जाता हुता

---

હવે રાજ્યની ચિતા કોણ કરશે ? નજા અનાથ થશે એવુ વિચારીને પ્રધાનનુ હૈયુ ફાગી ગયુ અને તે મરી ગયો એવુ સાભળીને ગન પાક જતુ ર્હ્યુ

એ નમાણે અગીયારમી કથા મપુર્ણ

---

## બારમી કથા.

વળી રાજા રાત લઇ નિકળ્યો શગ ઓલના લાગ્યુ હે રાજા ! સાભળ ચડપુર એવે નામે એક નગર છે ત્યા ચડસેન નામે રાજા છે દેવ સ્વામી એવે નામે તેનો પુરોહિત છે, તેને હરિણ સ્વામી નામે એક પુત્ર હતો તે કામદેવના જેવો રૂપાળો હતો તે હરિણ સ્વામી લાવણ્યવતી નામે કિશરીની ન્યા સાથ પરણ્યો હતો અને પતિપત્ની વચ્ચે ઘણો પ્રેમ હતો એક વખત ઉનાળામા રાત્ર અગાસીમા સૂતા બેઉને નિદ્રા આવી ગઇ તે વખત એક વિદ્યાધર વિમાનમા બેસીને આકાશ માર્ગે જતો હતો

आकासि मार्गि । ते स्त्री नगन दीठी । कांमि मोह्यो । पछे, ते स्त्रीनी विमांने बेसारीनि लेइ ग्यो । पछे भर्त्तार जाग्यु तु स्त्री देखी नहि । विमासण करवा लागु । सत्रले जोवा लागु । किहां गे । कुंणि लीधी । प्रभाति नगर प्रवत पुल्या पण देपी नहीं । वली पाछुं आपणइ घरि आव्यु । तु सजनी न दीठी । पछि विलाप करवा लागु । हे प्रिये । हा पतिव्रता । हा प्राणनाथे । मुहने मुकी कहां गे । मुहने उत्तर दे । मुर्छागत थइ मुंइ पडिउ । पछि आश्वासना देइ कुटंबि उठाडिउ । पछे तपसीनुं वेप करी देसांतरि नीकल्युं । त्रि पहुरि भुपु थउ । पलाशनी पत्राउली करीने ब्राह्मणने घरि भिक्षा मागवा ग्यु । तेणां ब्राह्मणे भावपूर्वक क्षीर षांड भोजिन आपु । पछे ते भोजिन लइ सरोवरि ग्यु । वडवृक्ष हेठि भोजिन मूकी आपणपि स्नान निनकर्म करवा लागु । तेतलइ सर्पि वडि थकी गर्ल मुंकी । पणि ते ब्राह्मण न जांणे । भोजिन कीधुं ।

---

તેણે પેલી સ્ત્રીને નગ્ન દીઠી તેથી કામથી મોહિત થયો. પછી તે સ્ત્રીને વિમાનમાં બેસાડીને લઇ ગયો. પછી પતિ જાગ્યો તો પોતાની સ્ત્રીને દેખી નહિ એટલે બધે જોવા લાગ્યો અને બહુ વિમાસણ કરવા લાગ્યો કે ક્યાં ગઇ હશે ? કોણ લઇ ગયું હશે ? પછી સવાર થયું ત્યારે શહેર અને પર્વત શોધી વળ્યો પણ કંઇ દીઠી નહીં. વળી પાછો પોતાને ઘેર આવ્યો તો ત્યાં પણ પોતાની સહચરીને ન દીઠી. ત્યારે છેવટે વિલાપ કરવા લાગ્યો કે હે પ્રિયે ! હા પતિવ્રતા ! હા પ્રાણની માલિક ! મને મૂકીને તું ક્યાં જતી રહી ? મને જરા ઉત્તર તો દે. એમ કરતો કરતો મુર્છાગત થઇને પૃથ્વીપર પડ્યો. પછી કુટુંબીઓએ આશ્વાસન આપીને ઉઠાડ્યો. ત્યાર પછી તે તપસ્વીનો વેશ ધારણ કરીને દેશાંતર ચાલી નિકળ્યો. બે પહોર થયા ત્યારે ભૂખ્યો થયો એટલે ખાખરાના પાનની પત્રાળી કરીને બ્રાહ્મણને ઘેર ભિક્ષા માગવા ગયો. તે બ્રાહ્મણે ભાવ પૂર્વક ખીર ખાંડનું ભોજન, આપ્યું. તે ભોજન લઇ તે તળાવને કાંઠે ગયો. પછી વડના ઝાડ નીચે ભોજન મુકીને પોતે સ્નાન તથા નિત્યકર્મ કરવા લાગ્યો, એટલામાં એક સાપે વડ ઉપરથી તેમાં ગલ (ઝેર) નાખ્યું. એ વાત તે બ્રાહ્મણે

पछे घुर्णमान सरीर । नेत्र भमवा लागुं । विमासु । मुहनइ एणी ब्रांह्मणीये विष दीधुं । पछि जै ब्रांह्मणनि घरि कहिउं । तिं मुहनइ विष दीधुं । हुं तु मरिसि । एहवुं कहिनि मुउ । पछि भर्त्तारि ते स्त्री घरमांहिथी काढी । अरि पापिणी ब्राह्मण घातकी नीकलि घरमांहिथकी । एतली कथा कही वैताल बोल्युं । राजा कहि तपसि मुउं ते पाप कहिनइ । जांणतु हुये ने नही कहि तु ते पाप तुहनइ । राजा बोलु । ते पाप उपवाद बोलिउ तेहनइ । सर्पने तु स्वभावे विष छइ । तेहने शुं पाप । अनि ब्राह्मणीये तु विष कांइ नथी दीधुं । तु ए उपवाद बोलिउ तेहनइ पाप। एहवुं सांभली सब पाछुं ग्यु ।

॥ इति द्वादशमी कथानक संपूर्ण ॥

---

જાણી નહિ તેથી તેણે ભોજન કીધું. એટલે થોડીવાર પછી બધું શરીર ભમવા લાગ્યું તથા આંખોએ ચક્કર આવવા લાગ્યાં. તેણે વિચાર કર્યો કે મને એ બ્રાહ્મણીએ ઝેર આપ્યું, તેથી બ્રાહ્મણને ઘેર જઇને કહ્યું કે મને તે ઝેર આપ્યું છે તેથી હું મરી જઇશ. એવું કહીને તે મરણ પામ્યો. પછી તે સ્ત્રીના ધણીએ તે સ્ત્રીને અરે પાપણી! બ્રહ્મહત્યારી! નિકળ ઘરમાથી, એમ કહીને ઘરમાંથી કાઢી મુકી. એટલી કથા કહીને વૈતાળ બોલ્યો.

રાજા, કહે, તપસી મુવો તે પાપ કોને? જાણતો હશે ને નહિ કહે તો તેનું પાપ તને. રાજાએ કહ્યું. તે પાપ ખોટો અપવાદ આપ્યો તે તપસીનેજ. સર્પનો તો ઝેર નાખવાનો સ્વભાવજ છે તેને પાપ શું? અને બ્રાહ્મણીએ જાણી જોઇને કંઇ ઝેર દીધું નહોતું. તેથી જેણે ખોટો અપવાદ ચડાવ્યો તેનેજ પાપ એવું સાભળીને રાજા પાછું જતું રહ્યું.

એ પ્રમાણે બારમી કથા સંપૂર્ણ થઇ.

---

॥ अथ त्रयोदशमी कथा ॥

वली राजा मच लेइ नीकल्युं । सच बोल्वा लाग्युं । राजा सांभलि । चंद्रपुर एहवइ नांमे नगर तेहां धरणीधर एहवे नांमे राजा । धर्मध्वज एहवइ नांमे श्रेष्ठी । तेहने क्षोभणी एहवइ नांमि पुत्री । रूपि तु सूर्य थंभि । परणवा जोगि छे । धर्मध्वजि राजा धरणीधरनइ कह्यु । तस्करि नगर व्याप्यु लोक वसी न सकी । राजा बोल्युं । आज पुंठी ताहरुं कांइ न जाइ । जु जाये तु हुं आपुं । एहवुं कहीनइ सउको पाछुं मोकल्युं । रात्रि राये सेरीये सेरीये रक्षपाल मुक्या । तुही लोक रव करइ । पछे राजा रात्रे अंधार पछेडउ ओढी हाथमां षडग लेइ नीकलीउ । नगरमांहि भमवा लागुं । जेतलइ भमइ तेतलइ पुरष एक दीठुं । राजा बोलीउं तुं कुण । ते बोलीउं हुं चोर । पछे चोरि पूछुं तुं कुण । हुं चोर । अपार भलुं हउं । आवुं आपण बहने नगर लुंटीये । पछे

## तेरमी કથા.

વળી રાજા શબ લઇને નિકળ્યો. શબ બોલવા લાગ્યું. રાજા, સાંભળ ચંદ્રપુર નામે એક નગર છે. ત્યાં ધરણીધર નામે રાજા રાજ્ય કરે છે. તે નગરમાં ધર્મધ્વજ નામે શેઠ છે. તેને ક્ષોભણી નામે એક કન્યા છે. તેનું રૂપ એવું છે કે તેને જોઇને સૂર્ય પણ થંભી જાય. તે પરણવા લાયક ઉમ્મરની થઇ હતી. એક વખત ધર્મધ્વજે રાજા ધરણીધરને કહ્યું કે આખું નગર ચોરોથી વ્યાપી રહ્યું છે તેથી શહેર વસતું નથી માટે કંઇ ઉપાય કરો. રાજાએ કહ્યું. આજ પછી તમારૂં કંઇ જશે નહિ. જો જશે તો તે હું આપીશ. એમ કહીને બધાને પાછા મોકલ્યા. રાજાએ રાત્રે શેરીએ શેરીએ રખેવાળ મૂકયા. તો પણ લોકોની ફરીયાદ આવી. પછી રાજા જાતે રાત્રે અંધાર પીછોડો ઓઢી હાથમાં તલવાર લઇ નિકળ્યો, ને શહેરમાં ફરવા લાગ્યો. ફરતાં ફરતાં એક પુરૂષને દીઠો. રાજાએ તેને પુછ્યું કે તું કોણ છે? તેણે જવાબ દીધો કે હું ચોર છું. ચોરે રાજાને પુછ્યું કે તું કોણ છે? ત્યારે રાજાએ જવાબ આપ્યો કે હું પણ ચોર છું. તેણે કહ્યું કે તો ઘણું સારૂં થયું, ચાલો આપણે બંને મળી નગર લુંટીએ. પછી રાજાએ

राजा बोलुं । आपण चोरीने केहां जाइसि । चोर बोलिउ माहरइ रुडउ ठांम छइ ते को न जांणइ तेहवी जायगे छइ । ते बे चोरी करीने गाम बाहिर कुआमांहे पयठा। पातालि भुवनि ग्या। चोर बोल्युं तुं इहां रहि। राजा तेहां रहिउ। चोर नागलोकि ग्यु। तेतलइ एक स्त्री आवी तेणीये कह्यु अरे बापडा मानवी तुं इहां का आव्युं। ए चोर तुहनइ मारसि। तु राजा बोल्यु हुं मार्ग न जांणुं। पछे तेणी स्त्रीये मार्ग देषाडिउं। राजा आपणइ नगरि आव्युं। पछइ राजाए बीजे दिहाडइ कुउ विटाव्युं। जेतलइ चोर नीकल्यु तेतलइ पायक घोडा रथ दीठा। चोरि संग्राम कीधुं। सवलुं दल मार्युं। पछइ राजा चोर बाथि वलग्या। राजाइ चोर बांधीनइ आपणइ नगरि आणीउ। प्रभाते चोरने शुलीये घातीसि। बीजे दिहाडइ चोरनइ शुली घातेवा लेइ नीकल्या। नगर लोक सहु जोवा नीकल्यु। सहुको कहइवा लागुं। जुउरे एणे चोरइ नगर सारु लुंयुं। ए ते चोर। एतलइ

---

કહ્યુ, આપણે ચોરી કરીને કયા જઇશું ? ચોર બોલ્યો, મારૂં રહેઠાણ મજેનું છે તે કોઇ ન જાણે એવી જગ્યાએ છે. પછી તે બંને ચોરી કરીને ગામ બહાર એક કુવામાં પેઠાં ને પાતાલ ભુવનમાં ગયા. ચોરે રાજાને કહ્યું તું અહીં રહે, તેથી રાજા ત્યાં રહ્યો. ચોર નાગલોકમા ગયો એટલે એક સ્ત્રી આવીને કહેવા લાગી કે અરે બાપડા માનવી, તું અહીં કયાં આવ્યો ? એ ચોર 'તને મારી' નાખશે. રાજાએ કહ્યું કે હું રસ્તો જાણતો નથી. પછી તે સ્ત્રીએ રસ્તો દેખાડયો એટલે રાજા પોતાને નગર આવ્યો. પછી રાજાએ બીજે દહાડે કુવાને ઘેરી લીધો. ચોર બહાર નિકળ્યો તો તેણે પાયદળ, ઘોડા, રથ વગેરે દીઠા ચોરે લડાઇ કરી અને બધા લશ્કરને નંસાડયુ. પછી રાજા અને ચોર બાથોબાથ વળગ્યા. છેવટે રાજા ચોરને બાંધીને પોતાના શહેરમાં લઇ આવ્યો ને વિચાર કર્યો કે સવારમાં ચોરને શૂલીએ ઘાલીશુ. બીજે દહાડે ચોરને શૂલીએ ચડાવવા લઇ ચાલ્યા તે વખત આખુ શહેર જોવા નિકળ્યું. સૌ કોઇ કહેવા લાગ્યા કે, જુઓ, જુઓ, જે ચોરે આખું શહેર લૂટયુ હતું તે આ ચોર. ધર્મધ્વજની પુત્રી

धर्मध्वजनी पुत्री चोर देपइ कामातुर थै । तेणीये पितानइ कहु ए चोर मुकावि । पछइ धर्मध्वज राजा भणी ग्यु । राजानि कहिउ । देव । सुवर्ण कोटि लेइनइ चोरनइ मुकि । राजा बोलिउ । एणइ माहरुं सेन मारुं । माहरुं नगर लुसुं । एहनइ न मुकुं । पछइ एह वृत्तांत चोरि सांभलिउं । चोर जेवारी शुलीये घातवा मांडिउं तिहवारि पहेलुं रोउ । पछइ हसुं । शुली घालीउ ने चोर मुउं । पछइ धर्मध्वजनी पुत्री काष्ट मेलीने जेतलइ अग्नि प्रवेश करइ तेनलइ आकासि देवी बोली । हे पुत्री साहस म करि । हुं त्रुठि मागि वर । ते बोली माता तुं त्रुठि तु माहरा भर्तारनइ जीवाडी । देव्याने प्रसादि करि ते चोर जीव्युं । ते स्त्रीने लेइ पातालि ग्युं । एतली कथा कही वैताल बोलिउ । कहि राजा चोर रोउ कां । हसु कां । राजा बोलिउ । ते चोरना हैयामांहि एहवुं थउजे वांणीये माहरइ काजि एवडउं द्रव्य राजानि आलवुं मांनुं ।

---

પણ જોવા નિકળી તે ચોરને જોઇને કામાતુર થઇ, તેથી તેણે પોતાના બાપને કહ્યું કે એ ચોરને છોડાવો, મારે એની સાથે લગ્ન કરવું છે. તે ઉપરથી ધર્મધ્વજે રાજા પાસે જઇને કહ્યું, મહારાજ ! એક કરોડ સોના મહોર લ્યો અને આ ચોરને છોડી દો. રાજાએ કહ્યું, એણે મારા લશ્કરને મારી નાખ્યું અને મારૂં નગર લૂંટી ખાધું છે માટે એને હું નહિ છોડું. એ વાત ચોરના સાંભળવામાં આવી. ચોરને જે વખત શૂળીએ ચડાવવા માંડયો તે વખત તે પહેલો રડયો અને પછી હસ્યો. પછી શૂળીએ ચડાવીને ચોરને મારી નાંખ્યો. તે પછી ધર્મધ્વજની પુત્રી કાષ્ટ એકઠાં કરીને અગ્નિ પ્રવેશ કરવા લાગી તેટલામાં આકાશમાંથી દેવી બોલ્યાં કે હે પુત્રી, તું સાહસ ન કર; હું તારા ઉપર પ્રસન્ન થઇ છું; વર માગ. તે બોલી, માતાજી ! તમે પ્રસન્ન થયાં હોય તો આ મારા ભર્તારને જીવતો કરો. પછી દેવીના પ્રસાદથી તે ચોર જીવતો થયો ને તે સ્ત્રીને લઇને પાતાલમાં ચાલ્યો ગયો. એટલી કથા કહીને વૈતાલ બોલ્યો કે એ ચોર પહેલો રડયો કેમ અને પછી હસ્યો કેમ ? રાજાએ કહ્યું, એ ચોરના હૈયામાં એવું આવ્યું જે એ વાણીયાએ મારે માટે એટલું બધું દ્રવ્ય રાજાને આપવાનું કબુલ કર્યું એનો

एहनें हुं शुं उपकार करिसि एहवुं चितवीनइ रोउं । वल्तु हसु ते एहवुं विमासुं स्त्रीनुं साहसिकपणुं जो जो । शुली घातवा लेइ जाय छइ । मोहे देपी कामातुर थै । एहवुं सांभली सत्र पाछुं ग्युं ।

॥ इति तेरमी कथानक संपूर्ण ॥

---

## ॥ अथ चतुर्दश कथानक ॥

वळी राजा सत्र लेइ नीकलुं । सत्र बोल्वा लागु । राजा सांभलि । कोसंबी एहवइ नामि नगर । सुविचार नांमि राजा । चंद्रप्रभा एहवइ नामि कन्या । ए कन्या रूपवंती नवयौवना हवी । सपी संगाति फूल लेवा वाडीमांहइ गै । जेतलइ फूल लेइ छइ तेतलइ वांमन एहवइ नामि ब्राह्मण आव्युं छइ तेणइ दीठी । तेणीये ते दीठउं । माहोमांहइ

---

ઉપકાર હું શી રીતે વાળીશ ? એવું વિચારીને તે રડ્યો, પછીથી હસ્યો તે એમ વિચારીને જે સ્ત્રીનું સાહસિકપણું તો જુઓ ! રાજા મને શૂળીએ ઘાલવા લઈ જાય છે છતાં એ મને જોઇને કામાતુર થઇ ! એવું સાંભળીને રાત્ર પાછું જતું રહ્યું.

એ પ્રમાણે તેરમી કથા સંપૂર્ણ થઇ.

---

## ચૌદમી કથા.

વળી રાજા રાત્ર લઇને નિકળ્યો. રાત્ર બોલવા લાગ્યું રાજા, સાંભળ. કૌશાંબી એવે નામે નગર છે. ત્યાંનો સુવિચાર નામે રાજા છે તેને ચંદ્રપ્રભા એવ નામે કન્યા હતી. તે કન્યા રૂપવંતી અને નવયૌવના થઇ. તે એક વખત સખીઓ સાથે ફુલ વીણવા વાડીમાં ગઇ. તે ફુલ વીણતી હતી તે વખત વામન નામે એક બ્રાહ્મણ ત્યાં આવ્યો હતો તેણે તેને દીઠી, અને તે કન્યાએ પણ વામનને દીઠો. એક બીજાને જોઇને, તેઓ બન્ને અરસપરસ કામાતુર

ते कांमातुर थआं'।'पछइ ते कन्या आपणइ घरि सपी संघाती आवी। ते ब्राह्मण तेणइ रूपि मोहि विकलहोउ। भाविविम वोलवा लागु। तेतलइ सहमदे मूलदे पाचसि धूर्त परवरा आव्या। तेणे मार्गि ते ब्राह्मण दीठुं। मूलदे बोलियुं सहमदे जोए, एह ब्राह्मणनी चेष्टा। मूलदे पूछे। अरे ब्राह्मण तुहनइ स्युं दु:ख छइ। वामन बोल्युं। नरेन्द्र आ वाडीमांहि एक मि राजकन्या दीठी तेहनइ रूपि हुं मोहिउं छुं। कांमज्वर पीडिउ छउ। घरि जै न सकुं। मूलदे बोलिउं। एहवी वात करिसि तु तारइ आपी काढीसि। अने वली कांइ उपचार कीजे। तारइ काइ धन छइ। वामन बोलिउ काइ धन नथी। पछी मूलदेवि ब्राह्मण उठाडिउं। कोथली मांहीथी वे गोली काढी। एक ब्राह्मणना मुहमांही वाती। ते स्त्री होउं। आपणपि वृद्ध ब्राह्मण होउं। ते स्त्रीने लेइ राजद्वारे ग्युं। राजाने भेटिउ। आसीर्वाद दीधुं। राजानि पृछ्छुं। हे ब्राह्मण तु

---

થયાં. પછી તે કન્યા સખીઓને લઇને પોતાને ઘેર આવી. પેલો બ્રાહ્મણ તો કન્યા જોઇને તેના રૂપમાં મોહિત થઇ જઈ ગાંડા જેવો થઇ ગયો. તે ગમે તેમ બોલવા લાગ્યો. એટલામાં સહદેવ મૂલદેવ નામે મોટા ધુતારા પોતાના પાંચસેં ધુતારા સાથે ત્યાં આવ્યા. તેમણે રસ્તામાં તે બ્રાહ્મણને દીઠો. મૂલદેવે સહદેવને કહ્યું, ભાઇ સહદેવ! આ બ્રાહ્મણની ચેષ્ટા તો જો! મૂલદેવે બ્રાહ્મણને પૂછ્યું. અરે બ્રાહ્મણ! તને શું દુઃખ છે? વામને કહ્યું, હે નરેન્દ્ર! આ વાવડીમાં એક રાજ કન્યા મેં જોઇ તેના રૂપથી હું મોહ પામ્યો છું, મને કામ જ્વર ચડયો છે તેથી હું ઘેર જઇ શકીશ નહિ. મૂલદેવે કહ્યું, એવી વાત કરીશ તો તારી આંખો કાઢી લેશે. પણ રાખ, કંઇ ઉપાય કરીએ તારી પાસે કંઇ ધન છે? વામન બોલ્યો, મારી પાસે ધનતો કંઇ નથી. પછી મૂલદેવે બ્રાહ્મણને ઉઠાડયો અને પોતાની કોથળીમાંથી બે ગોળીઓ કાઢી તેમાંથી એક તે બ્રાહ્મણના મુખમાં ઘાલી એટલે તે સ્ત્રી થઇ ગયો. પોતે પણ ઘરડા બ્રાહ્મણનો વેષ લીધો અને પછી તે સ્ત્રીને લઇને રાજા પાસે ગયો. રાજાને મળી આશીર્વાદ દીધો. રાજાએ

केहांथी आव्युं । ते बोलिउ । स्वामी हुं गंगा तीरि वसुं । तेणी गामी परदल आव्युं । गांम मार्गुं। लोक सहु नाठा। माहरुं पुत्र नाठुं। माहरा पुत्रने वियोगि पुत्रनी मा मुइ । आ माहरा पुत्रनी स्त्री ज्यांहां लगी पुत्रनी सिद्धि लेइ आवुं तांहां लगी ताहरि घरि रापि । पछी तेणे राजाये ते ब्राह्मणी रापी । आपणी दीकरी नइ संभाली आपी । मूलदेवइ कहुं । ए गोली ज्यांहां लगी मुपमांहि रापीसि तांहां लगी स्त्री । जेतलइ काढीसि तवारि पुरप। अनइ ज्यहवारि दोहिलुं पडे तहवारि मुहनइ समरे । एहवुं कहीनइ मूलदेव ग्यु । राजपुत्री आपणि आवासि लेइ गै । ते त्रिहु एक आमने बयठां । वात करवा लाग्यां। ब्राह्मणीये पूछुं । हे सपी तुं सुनी दुर्बली कां ।राजकन्या बोली । हइयानी वात कुंण, आगलि कहिये ।

---

પૂછયું, હે બ્રાહ્મણ ! તુ કયાથી આવ્યો ? તેણે કહ્યું, મહારાજ ! હું ગંગા તીરે વસું છુ. તે ગામ ઉપર લશ્કર ચઢી આવ્યુ તેથી સહુ લોક નાશી ગયા ને ગામ ભાગ્યું. મારો પુત્ર પણ નાશી ગયો. પુત્રના વિયોગથી પુત્રની મા મરણ પામી. આ મારા પુત્રની સ્ત્રી છે તેને જ્યાં સુધી હું પુત્રની શોધ કરીને આવું ત્યાં સુધી તારી પાસે રાખ. પછી તે રાજાએ તે બ્રાહ્મણીને પોતાને ઘેર રાખી અને પોતાની દીકરીની સંભાળમાં મૂકી. મૂળદેવે પેલા બ્રાહ્મણને કહ્યું કે જ્યાં સુધી આ ગોળી મુખમાં રાખીશ ત્યા સુધી સ્ત્રી રહીશ અને જ્યારે મુખમાંથી કાઢીશ ત્યારે પુરૂષ થઇશ, અને જ્યારે સંકટ આવી પડે ત્યારે મને સંભારજે. એવું કહીને મૂળદેવ ચાલ્યો ગયો. પછી રાજપુત્રી તે બ્રાહ્મણને પોતાને ઓરડે લેઇ ગઈ. બન્ને એક આસને બેઠાં અને એક બીજાની વાત કરવા લાગ્યાં. બ્રાહ્મણીએ પૂછયું, હે સખી ! તું આટ'ી બધી સૂની અને દુબળી કેમ થઇ ગઇ છે ? રાજકન્યા બોલી, સખી ! હૈયાની વાત કોની આગળ કહીએ ? કહ્યું છે કે,

गाथा

विरला जाणंति गुण विरला पालंति निर्धना नेह।
विरला परकज्जकरा पर दुःखे दुःखिया विरला॥

हे ब्राह्मणी तुहनइ स्युं दुखनी वात कहुं। एक दिवसि हुं वाडीमांही सखी संघाती रमवा गै हुती। तेहां एक अति स्वरूप दीठुं। तेहनइ रूपि हुं मोही पडी। पण तेहनुं नांम ठांम न जांणुं। ब्राह्मणी बोली हुं तेहने मोकलुं तु शुं आपि। सर्वथा ताहरी दासी थाउं। पछी मुषमाहिथी गोली काढी पुरष होउं। तेहनुं रूप देषीनि लाजी। पछी गांधर्व विवाह करि परण्या। सुष संभोग करवा लाग्यां। पछे ते ब्राह्मणी दिवसि स्त्रीनुं रूप करि। रात्री पुरष थइ संभोग करइ। केतलेकि देहाडि राजकन्यानि गर्भ होउं। तेतलइ प्रधाननइ घरि वीहवा लागुं। प्रधानि परिवार सवलुं नुहतरिउं। राजा आपणुं परिवार लेइ जमवा ग्युं। प्रधांन पुत्रि

---

" કોઇ વિરલા હોય તેજ ગુણ જાણે, વિરલાજ નિર્ધનનો સ્નેહ પાળે, પારકાનું કામ કરનારા પણ વિરલા હોય છે અને પારકાને દુઃખે દુઃખીયા પણ વિરલાજ હોય છે. "

હે બ્રાહ્મણી! તને મારા દુઃખની શી વાત કહું. એક દિવસ હું વાડીમાં સખી સાથે રમવા ગઇ હતી, ત્યાં એક અતિ સ્વરૂપવાન પુરૂષ દીઠો. તેને રૂપે હું મોહી પડી છું, પણ તેનું નામ ઠામ જાણતી નથી. બ્રાહ્મણી બોલી, હું તેને મોકલું તો શું આપે? તે બોલી હંમેશા તારા દાસી થઇને રહું. પછી પોતે મુખમાંથી ગોળી કાઢી એટલે પુરૂષ થઇને રહ્યો. તેનું રૂપ દેખીને પોતે શરમાઇ ગઇ. પછી ગાંધર્વ વિવાહ કરી બંને પરણ્યાં અને સુખ સંભોગ કરવા લાગ્યાં. પછી તે બ્રાહ્મણી રોજ દિવસે સ્ત્રીનું રૂપ ધારણ કરે અને રાત્રે પુરૂષનું રૂપ ધારણ કરીને સુખ સંભોગ ભોગવે. કેટલેક દહાડે રાજ કન્યાને ગર્ભ રહ્યો. એક દિવસ પ્રધાનને ત્યાં વિવાહ આવ્યો એટલે તેણે પરિવાર સહિત રાજાને નોતરૂં દીધું. રાજા પોતાનો પરિવાર લઇને જમવા ગયો તે વખતે પ્રધાન પુત્રે તે બ્રાહ્મણીને

ते ब्राह्मणी दीठी। तेणइ चीतव्युं जु एह 'माहरइ भार्या थाये तु हुं जीवुं। तेणइ मित्रनइ कहिउं। मित्रे प्रधान आगलि कहुं। प्रधांनि राजा आगलि कहुं। देव माहरा पुत्रनि एह ब्राह्मणी दि। राजा बोलिउं ए आपणउ धर्म नुहि। दुर्बल। अनाथ। बाल। वृद्ध। तपसी। ब्राह्मण। ए फोकट माटे संतापीये नही। एहवुं कही ते प्रधांन वारु। वली लोकि राजानि कहु। देव प्रधाननुं पुत्र मरसि। प्रधांननुं पुत्र मुआ पछी ताहरुं राज विणससइ। पछी ते ब्राह्मणनी वहु राजानि बोलावी। हे ब्राह्मणी तुं प्रधान पुत्रनी भार्या था। ते बोली स्वांमि माहरइ तु भर्तार छइ। वली अन्येरानइ कां दिउ। पछि राजा पगि लागुं। हे मात तुं माहरुं राज वणसतु रापि। ब्राह्मणी बोली। तमो प्रधांन पुत्रने पूछुं। ते माहरु कहिउ करि। तु कहिशु। कराविइ विंछि। ते बोली। परण्या पछीं रामेश्वरनी यात्रा करिसि तु ए संघातीं संभोग करिसिं। प्रधांन पुत्रि मानुं हुं

---

દીઠી. તેણે મનમાં વિચાર્યું જે એ મારી સ્ત્રી થાય તોજ હું જીવું. પછી તેણે પોતાના મિત્રને તે વાત કહી. મિત્રે પ્રધાન આગળ તે વાત કહી. પ્રધાને રાજા આગળ વાત કહી કે દેવ ! મારા પુત્રને આ બ્રાહ્મણી પરણાવો. રાજાએ કહ્યું કે આપણો એ ધર્મ નહિ. દુર્બલ, અનાથ, બાળક, વૃદ્ધ, તપસી, બ્રાહ્મણ, એમને નકામા સંતાપીએ નહિ. એમ કહીને રાજાએ પ્રધાનને વાર્યો. પછી લોકોએ રાજાને કહ્યું જે દેવ ! પ્રધાનનો પુત્ર મરશે અને પ્રધાનનો પુત્ર મર્યા પછી તમારૂં રાજ્ય નાશ પામશે. આ ઉપરથી રાજાએ તે બ્રાહ્મણની વહુને બોલાવીને કહ્યું જે હે બ્રાહ્મણી ! તું આ પ્રધાન પુત્રની સ્ત્રી થા. તે બોલી કે મહારાજ ! મારે તો ધણી છે, તો વળી બીજાને કાં આપો છો ? પછી રાજા પગે લાગીને તેને કહેવા લાગ્યો કે હે માત ! તું મારૂં રાજ્ય વિનાશ પામતું રાખ બ્રાહ્મણીએ કહ્યું કે તમો પ્રધાન પુત્રને પુછો કે તે મારૂં કહ્યું કરશે ? રાજાએ કહ્યું કે તે અમે કરાવીશું. પછી તે બોલી, પરણ્યા પછી એ રામેશ્વરની યાત્રા કરશે તો હું સંભોગ એની સાથે લઇ કરીશ. પ્રધાન પુત્રે માન્યું કે હું રામેશ્વરની યાત્રા કરીશ. પછી

रामेश्वरनी यात्रा करिसि। पछी विवाह कीधुं। पछि प्रधांन पुत्र चालवा लागुं। विचारुं। नवी स्त्रीनि माहरी, वडी रांणी कहनि लेइ मूकुं। पछि प्रधांन पुत्रे वटी राणीनइ कहिउ। ज्यांहां लगी हुं यात्रा करी आवुं तांहां लगी तुं ए स्त्री निजि मालि रापी। एहवुं कही तीर्थयात्रा करवा निकलिउं। पछि ते प्रधांन पुत्रनी स्त्री मांहोमांहे वात करवा लागां। अरि ब्राह्मणि तुं आंहां मुहज भेली दुःख भोगववा केहां आवी। इहां तु को पुरुप आवी न सकि। माहरी योवनावस्था फोक जाइछइ। ते ब्राह्मणी बोली। जु हुं पुरप आंणी आपुं तु मुहनइ शुं आपि। सघलां आभर्ण तुहने आपुं। पछि रात्रे मपमांहथी गोली काढी। पुरुप थ्यु। पछी संभोग करवा लागां। एणइ प्रकारि नितमेव संभोग करि। इम करतां छ मसवाडा हवा। प्रधांन पुत्र आव्युं। पछि ते बेहु मांहोमांहि विमासवा लागां हवि आपण बुधि कीजे। जेतलइ एहनइ लोक वधावइ तेतलइ

---

બન્નેનાં લગ્ન કીધાં. પછી પ્રધાન પુત્ર જાત્રા જવા નિકળ્યો. જતી વખતે તેણે વિચાર કર્યો કે નવી સ્ત્રીને મારી વડી રાણી પાસે લઇ જઇને મૂકું તો સારૂં. એમ વિચારી પ્રધાન પુત્રે વડી રાણીને કહ્યું કે જ્યાં સુધી હું જાત્રા કરીને આવું ત્યાં સુધી તું એ સ્ત્રીને તારે માળે રાખજે. એવું કહીને તે તીર્થયાત્રા કરવા નિકળ્યો. પછી પ્રધાન પુત્રની તે બંને સ્ત્રીઓ માંહો માંહે વાતો કરવા લાગી. મોટી સ્ત્રીએ બ્રાહ્મણીને કહ્યું કે અરે બ્રાહ્મણી તું અહીં મારા ભેગી દુઃખ ભોગવવા ક્યાં આવી? અહીં તો કોઇ પુરૂષ પણ આવી શકતો નથી. મારી યૌવનાવસ્થા નકામી જાય છે. બ્રાહ્મણી બોલી, જો હું પુરૂષ આણી આપું તો મને શું આપે? તેણે કહ્યું બધાં ઘરેણાં આપી દઉં. પછી રાત્રે મુખમાંથી ગોળી કાઢીને તે બ્રાહ્મણી પુરૂષ થઇ. અને બન્ને સુખ સંભોગ ભોગવવા લાગ્યાં. એ પ્રકારે દરરોજ સુખ સંભોગ કરે. એમ કરતાં છ માસ થયા એટલે પ્રધાન પુત્ર આવ્યો. પછી તે બન્ને માહોમાંહે વિચાર કરવા લાગી કે હવે આપણે કંઇ ઉપાય કરીએ. જે વખતે શેઠ એને વધાવી લેવા જાય તે વખતે આપણે નીકળી જઇએ.

आपण नीकली जैयें । ते बेहु नीकल्यां । आघेरां गयां ।। एतले तेणें ब्राह्मणे मूल्देद् समरिउ । मूल्देद् आव्युं । मूल्देद् आगलि सवलुं वृत्तांत कहुं । पछि मूल्देद् वलि एक गोली आपी मुषमा राखवा । अदिष्ट थ्या । मूल्देद् आपणि नगरि लेइ ग्युं । तें ब्राह्मणनि घणुं त्राम दीधुं । पछी तेणें ब्राह्मणे मूल्देदेने कह्युं मूल्देद् मुहने राजकन्या आणि आपि । । तांहां माहरु गर्भ छइ । वली मूल्देदेवि ब्राह्मणनुं रूप कीधुं । सहसुदे सोल वर्षनुं कीधुं पुत्र । राजद्वारि ग्या । राजाये आमन आपुं । तारां वेठा । राजानि कहु । माहरा पुत्रनी वहु आपी । राजा बोल्टि । ताहरी वहु प्रधान पुत्रनें दीधी । वृद्ध ब्राह्मण बोलिउ । तु माहरु सांभलि । ताहरुं राज सवलुं भस्म करूं । नहितु ताहरी पुत्री दि । पछि तेणें राजाये आपना भयेयकु आपणी पुत्री दीधी । सहदे परण्यो । कन्या लेइ घरि आन्या । ते कन्याने काजि सहदेने ते ब्राह्मण वढवा लागा ।

---

એ રીતે તે બન્ને નિકળી ગયાં ને ઘણે- આઘે-જતા રહ્યાં- ત્યાં-પેલા- બ્રાહ્મણે મૂળદેવનું સ્મરણ કર્યું એટલે મૂળદેવ આવ્યો. તેની આગળ તેણે બધું વૃત્તાંત કહ્યું. પછી મૂળદેવે બીજી ગોળી મુખમા રાખવા આપી એટલે બન્ને અદ્રષ્ટ થયાં તેમને મૂળદેવ પોતાના ગામમાં લઇ ગયો ત્યાં પેલા બ્રાહ્મણને ઘણો ત્રાસ આપ્યો ત્યારે તે બ્રાહ્મણે મૂળદેવને કહ્યું કે મૂલદેવ ! મને રાજકન્યા આણી આપ, તેને પેટ મારો ગર્ભ છે. વળી મૂળદેવે બ્રાહ્મણનું રૂપ લીધું અને સહદેવને સોળ-વરસનો પુત્ર બનાવ્યો. તેને લઇને રાજદ્વારે ગયો. રાજાએ આસન આપ્યું. ત્યાં બેઠા પછી રાજાને કહ્યુ કે આ મારા પુત્રની વહુ આપો. રાજાએ જવાબ દીધો કે તારા પુત્રની વહુ તો પ્રધાન પુત્રને પરણાવી દીધી છે એટલે તે વૃદ્ધ બ્રાહ્મણ બોલ્યો, મારી વાત સાભળ હુ તારૂં બધું રાજ્ય બાળીને ભસ્મ કરી દઉ છુ નહિ તો તારી પુત્રી મારા પુત્રને આપ. પછી તે રાજાએ આપના ભય થી પોતાની પુત્રી સહદેવને પરણાવી. સહદેવ કન્યા પરણીને ઘેર આવ્યો. પછી તે કન્યાને કાજે સહદેવ તથા પેલો બ્રાહ્મણ વઢવા લાગ્યા. એક કહે એ મારી

एक कहइ माहरी भार्या । बीजुं कहि माहरी भार्या । एतली कथा कहीनइ वैताल बोलिउ । राजा कहइ । ते बेहु मांहे कोहनी भार्या । राजा बोल्युं सहदेनी भार्या । वैताल बोलिउ । पहिलउ ब्राह्मण पराणिउ तेहनुं गर्भ हुउ । ते ब्राह्मणनी भार्या सिं न हुये । राजा बोल्युं । ब्राह्मणे तु चोरी कीधी अनि सहदे तु लोकवष्यात पांणिग्रहण कीधुं हतु । एवं सहदेवनी भार्या । एहवुं सांभली सब पाछुं गयुं ।

॥ इति चतुर्दश कथानक संपूर्ण ॥

---

## ॥ अथ पंचदश कथानक ॥

वली राजा सब लेइ निकलिउ । सब बोलवा लागु । राजा सांभलि । मलयाचल एहवइ नांमि पर्वत । तेहां जीमूतकेतु एहवइ नांमि राजा । पणि ते अपुत्रिउ । तेणइ पुत्रनी अर्थि कल्पवृक्ष रोपिउ । ते कल्पवृक्ष त्रुठु ।

---

સ્ત્રી અને બીજો કહે મારી સ્ત્રી. એટલી કથા કહીને વૈતાળ બોલ્યો, રાજા, કહે એ બન્નેમાં એ કોની સ્ત્રી ? રાજા બોલ્યો સહદેવની સ્ત્રી. વૈતાળે કહ્યું, પહેલો બ્રાહ્મણ પરણ્યો ને તેનો ગર્ભ રહ્યો છે તો તેની સ્ત્રી કેમ નહિ ? રાજાએ કહ્યું, બ્રાહ્મણે તો ચોરી કીધી અને સહદેવે તો લોકવિખ્યાત લગ્ન કર્યું છે. માટે સહદેવની સ્ત્રી. એવું સાંભળી શબ પાછું જતું રહ્યું.

એ પ્રમાણે ૧૪ મી કથા સંપૂર્ણ.

---

## પંદરમી કથા.

વળી રાજા સબ લેઇ નિકળ્યો. સબ બોલવા લાગ્યું, રાજા ! સાંભળ. મલયાચળ એવે નામે એક પર્વત હતો. ત્યાં જીમૂતકેતુ નામે રાજા રાજ્ય કરતો હતો. પણ તે અપુત્ર હતો તેથી તેણે પોતાના આંગણામાં પુત્રને અર્થે કલ્પવૃક્ષ રોપ્યું. તે કલ્પવૃક્ષ પ્રસન્ન થયું, એટલે તેને જીમૂતવાહન નામે

जीमूतवाहन एहवे नांमे पुत्र हो । महा महोच्छव वर्त्यो । ते राजा राज करतां लोक अपार सुखी होआ । उपसर्गनुं भय नहीं । परचक्रनुं भय नहीं । कांम विषि स्मृति, मेधा, सदाफला मही, गावो घटोघ्नी, स्त्री सघली पतिव्रता । जीमुतवाहनइ प्रथवी सघली उरण कीधी । समथ राज्य जांणीनइ गोत्रीये विमासु एहवुं राज लीजइ । तेणइ गोत्रीये नगर वींट्या । जीमुतकेते कह्यु पुत्र किम करिसि । गोत्रखय करी आपणुं राज राखीये । पुत्र जीमुतवाहन बोल्यु ।

श्लोक.

अनित्यस्य शरीरस्य सर्वदोषमयस्यच
कृते सर्वाधिग्रस्तस्य नाऽहं पापं करोमिच
गोशतादपि गोक्षीरमन्नं पुडशतादपि
मंदिरे मंचकस्थानं कस्यार्थं बांधवाहतिः

---

પુત્ર થયો અને રાજ્યમાં મોટા મહોત્સવ વર્તાવ્યો. એ રાજા રાજ્ય કરતો હતો તે વખતે લોક બહુ સુખી હતા. કોઇને ઉપદ્રવનું ભય નહિ, પરચક્રનું ભય નહિ, કામ વિષે સ્મૃતિ, બુદ્ધિ, પૃથ્વી હમેશાં ફળ આપનારી, ગાયો ઘડા જેવાં મોટાં આવશાં વાળી એટલે ઘણું દૂધ આપનારી, સ્ત્રીઓ બધી પતિવ્રતા, એવું એના રાજ્યમાં હતું. જીમૂત વાહને આખી પૃથ્વી જીતી લીધી. પોતાના સંબધીનું રાજ્ય જાણીને પિત્રાઇઓએ શહેર ઘેરી લીધું. ત્યારે જીમૂત કેતુએ કહ્યું, પુત્ર ! હવે શું કરીશું ? ગોત્રનો નાશ કરીને આપણું રાજ્ય રાખીએ ? પુત્ર જીમૂત વાહન બોલ્યો.

" અનિત્ય અને સર્વ દોષથી ભરેલા તથા રોગોથી ઘેરાયલા શરીરને લીધે હું આ પાપ કરીશ નહિ."

" સેંકડો ગાયોના દૂધમાથી એકજ ગાયનું દૂધ, અન્નના ઢગલાઓમાંથી ફકત એકજ પડીયો અન્ન, અને આખા મકાનમાં ફક્ત એક પથારી જેટલીજ જગ્યા મારે જોઇએ છે, તો પછી શા માટે બાંધવોનો નાશ કરવો જોઇએ ?"

માટે હું લડાઇ કરીશ નહિ. પછી પિત્રાઇઓએ રાજ્ય લઇ લીધું.

एक दिवसि जिमूतवाहन मित्र मधुकर साथि रमवा ग्यु। तेहां ईश्वरीनि प्रासादे देवांगना एक वेणा वाती दीठी। तेणीये जीमुतवाहन दीठउ। परस्परि सांहमुं जोउं। ते स्त्री कांम पीडित हूइ। आपणइ घरि गै। सखीये मानि कह्यु। तेणिये आपणा भर्तारनइ कह्यु। राजा बोलिउ। मलयावतीनइ सांहनुं राग छइ। देव विद्याधर जीमुतकेत इहां आविउं छइ। तेहनुं पुत्र जीमुतवाहन पुत्री दीठुं। राजा बोलीउ। जीमुतवाहननइ पुत्री देसि। विश्वावसु जीमुतकेतनें आश्रम आमंत्रण देवा ग्यु। जीमुतकेत न आवि तु जीमुतवाहननें लेइ वहिलु आवि। पछि ते विश्वावसु तिहां जैने जीमुतकेत आगलि कह्यु। तेणे आपणउ पुत्र जीमुतवाहन मोकल्युं। ते जीमुतवाहननइ मलयावती कन्या दीधी। गांधर्व विवाह करी परणावी। पछि जीमुतवाहन कन्यानइ लेइ हिंडइ। जीमुतवाहन सालिक विश्वावसु साथि वनमांहि रमवा ग्या पारध्या। तांहां जीमुतवाहनइ एक हाडनुं पर्वत दीठुं। सालाने

---

અને પોતે બાપ દીકરો વનમાં ચાલ્યા ગયા. એક વખત જીમૂત વાહન પોતાના મિત્ર મધુકરને સાથે લઇને રમવા ગયો. ત્યાં વનમાં એક દેવીનું મંદિર હતું તેમાં એક દેવાંગના વીણા વગાડતી દીઠી. તે કન્યાએ જીમૂત વાહનને જોયો. પરસ્પર એક બીજા સામું જોયું. તે સ્ત્રી કામ પીડિત થઇ અને પોતાને ઘેર ગઇ. સખીએ તેની માને કહ્યું. તેણીએ પોતાના ધણીને કહ્યું. રાજાએ પૂછ્યું, મલયાવતીને શું દુઃખ છે? ત્યારે માએ કહ્યું, દેવ! વિદ્યાધર જીમૂતકેતુ અંહિયાં આવ્યા છે. તેના પુત્ર જીમૂતવાહનને પુત્રીએ દીઠા છે. રાજાએ કહ્યું જીમૂત વાહનને પુત્રી પરણાવીશું પછી શું? પછી તેણે પોતાના પુત્ર વિશ્વાવસુને જીમૂત કેતુને આશ્રમે આમંત્રણ દેવા મોકલ્યો અને કહ્યું કે જીમૂતકેતુ ન આવે તો જીમૂતવાહનને લઇને વહેલો આવજે. પછી તે વિશ્વાવસુએ ત્યાં જઇને જીમૂતકેતુને તે કહ્યું. તેણે પોતાના પુત્ર જીમૂતવાહનને મોકલ્યો. તે જીમૂતવાહનને મલયાવતી કન્યા ગાંધર્વ વિવાહથી પરણાવી. પછી જીમૂતવાહન કન્યાને લઇને ચાલ્યો. એક વખત જીમૂતવાહન પોતાના સાળા વિશ્વાવસુ સાથે વનમાં શિકાર રમવા ગયો. ત્યાં જીમૂતવાહને એક મોટો હાડકાનો ડુંગર જોયો. તે ઉપરથી તેણે

पृछुं । सालु बोलिउ एक नागकुमार देहाडि आवि ।। गुरुड भक्ष करि । अन्येक नागनी कोडि खाधी। एवडां हाड तेहनां। जीमुतवाहन बोलिउ। हे मित्र तुं घरि जा । हुं देवदर्शन करिसि । सालु ग्यु । जीमुतवाहन जेतलइ नमस्कार करी रहिउ तेतलइ स्त्री रोती सांभली । हा पुत्र हा पुत्र एहवुं सबद सांभलिउ । हे माता तुं कां रोएछइ तेह स्त्रीने पृछुं । तेह बोली आज माहरा पुत्रनुं मरण हसि । जीमुतवाहन बोलिउ । हे मातु तु म रोयसि । ताहरा पुत्रनि ठांमि हुं मरिसि । एतलइ ते स्त्रीनुं पुत्र शंखचूड बोलिउ स्वांमि तुं कां मरि । मुह सरखा प्रांणी केतला हुआ अने केतला हुसइ । पण जीमुतवाहन सांभलि । पीआरानि प्रांणि करीनि आपण प्रांण सहुको राखि पणि आपणि प्रांणि करी पीआरा प्रांण राखि तेहवुं तुं दीसइ छइ । एतलइ आकासि मार्गि गुरुड आवतु दीठुं । एतलइ जीमुतवाहन वध्यसिला बेठउ । गुरुडइ आवी प्रहार कीधुं । पगे

પોતાના સાળાને પૂછ્યું કે આ શું ? સાળો બોલ્યો, અહીં દરરોજ એક નાગકુમાર આવે છે અને તેને ગરૂડ ભક્ષ કરી જાય છે. એ પ્રમાણે અનેક કરોડો નાગને ખાધા તેનાં આ હાડકાં. પછી જીમૂતવાહને કહ્યું કે હે મિત્ર તું ઘેર જા. હું દેવનાં દર્શન કરીને આવું છું. તે ઉપરથી સાળો ગયો. જીમૂતવાહન દેવને નમસ્કાર કરી રહ્યો એટલામાં તેણે એક સ્ત્રી રોતી સાંભળી. હા પુત્ર ! હા પુત્ર ! એવો શબ્દ સંભળાયો. તે સ્ત્રીને જીમૂતવાહને પૂછ્યું, હે માતા ! તું કેમ રડે છે ? તે સ્ત્રી બોલી, આજ મારા પુત્રનું મરણ થશે. જીમૂતવાહને કહ્યું હે માત ! તું રોઇશ ના, તારા પુત્રની જગ્યાએ હું મરીશ. એટલે તે સ્ત્રીનો પુત્ર શંખચૂડ બોલ્યો સ્વામી ! તું શા માટે મરે ! મારા જેવા પ્રાણીઓ કેટલાએ થઇ ગયા અને કેટલાએ થઇ જશે; પણ જીમૂતવાહન ! સાંભળ, પારકાના પ્રાણે કરીને પોતાના પ્રાણ સહુ કોઇ રાખે, પણ પોતાના પ્રાણ આપીને બીજાના પ્રાણ રાખે એવો તો તુ જ દેખાય છે. એટલામાં આકાશ માર્ગે ગરૂડને આવતો દીઠો, એટલે જીમૂતવાહન વધ્યશીલા ઉપર બેસી ગયો. ગરૂડે આવી તેના

साहिनइ फेरवीउ । तेतलि नांमक्ति आभरण हाथनुं कांकण रुधिरे भरुं मलयवतीनइ खुलि पडिउ । तेतलइ शंखचूड बोलिउ । हे गुरुड ताहरु भक्ष नुहि । गुरुडनइ विकल्प उपनु । अरे मिं एसुं कीधुं । गुरुड बोलिउ तुं कुण छइ । अने इहा का वयठउं । तुं जा । तुं माहरुं भक्ष नुहि । एहवुं कही जेतली मुकी तेतलि जीमुतवाहन बोलिउ । स्वांमि मुहनइ हितकरि तु शुं करिसि । अनि रे मुहनइ भक्ष करि । गुरुड बोलिउ । हे माहा सात्विक तु पीआरा काजि आपणा प्रांण का तजि । एहवुं विवाद करइ छइ तेतलइ मलयवती कन्याये आभ्रण उलख्युं । पछि सपरवार रोती तेहा आवी । भर्तार मुर्छागत हौउ दीठउ । रोवा लागी । हे प्राणपति स्वामि परोपकार महोदधि हे सात्विक हे कात हे सदा शात हे विदग्ध चूडामणि हे प्राक्रमी भीम हे जनवल्लभ मुहनि कृपाकरि प्रत्युत्तर दि । एहवु विलाप करती गुरुडि सांभली । गुरुडि पातालि थकु अमृत आणी अभिषेक कीधु । जीमुतवाहन जीव्युं । गुरुड बोलिउ हुं त्रुठो । जीमुत-

ઉપર પ્રહાર કીધો અને પછી ઝાલીને ફેરવ્યો. એટલામા નામાંકિત આભરણ હાથનુ કંકણ તે મલયવતીના ખોળામા રૂધિરે ખરડાયલુ જઈને પડયુ. શંખચૂડે કહ્યુ કે હે ગરૂડ! આ તારૂ ભક્ષ ન હોય. ગરૂડને વિકલ્પ ઉપજ્યો કે અરે મે આ શું કીધુ? પછી ગરૂડ બોલ્યો કે તુ કોણ છે? અને અહીઆ શા માટે બેઠો? જા, જતો રહે. તું મારૂ ભક્ષ નથી, એવુ કહીને તેને છોડી મૂક્યો. એટલે જીમૂતવાહન બોલ્યો, સ્વામી! હવે તુ મારૂ શું હિત કરવાનો છુ? હવે તો મારૂં ભક્ષ કર. ગરૂડે કહ્યુ હે મહાસાત્વિક! તુ પારકાને માટે પોતાના પ્રાણ શા માટે તજે છે? એવો વિવાદ કરે છે એટલામા મલયવતી કન્યાએ આભરણ ઓળખ્યું. પછી સપરિવાર રોતી ત્યા આવી, પોતાના ધણીને મૂર્છાગત થયેલો જોઈને રોવા લાગી કે હે પ્રાણપતિ! સ્વામી! હે સદાશાંત! હે વિદગ્ધચૂડામણિ! હે પરાક્રમી ભીમ! હે જનવલ્લભ! મને કૃપા કરીને પ્રત્યુત્તર આપો. એવો વિલાપ કરતી ગરૂડે સાભળી પછી ગરૂડે પાતાલમાથી અમૃત આણીને છાટયુ એટલે જીમૂતવાહન જીવતો થયો ગરૂડે તેને કહ્યુ કે હુ તારા

वाहन बोलिउ जु तु प्रसन्न हौउ तु आज पुठि नाग म खाइसि । गुरुड बोलिउ प्रमांण । पछइ जीमुतवाहन सपरिवार आपणि आश्रमइ ग्यु । एतली कथा कहीनइ वैताल बोलिउ कहइ राजा वक्रमादैत्य ते वे मांहि सात्विक कुण । राजा बोलुं जीमुतवाहन सात्विक । एहवुं सांभलि सव पाछुं ग्युं ।

॥ इति पंचदश कथानक ॥ १५ ॥

॥ अथ षोडष कथानक ॥

वली राजा सव लेइ नीकलु । सव बोलवा लागु । राजा सांभलि । जयेपुर एहवइ नांमि नगर । तेहां धर्मशील एहवइ नांमे राजा । रत्नदत्त एहवे नांमे श्रेष्ठ । तेहने उन्मादनी एहवइ नांमि कंन्या । सदा उन्माद हींडइ । पछी तेणे श्रेष्ठि राजानि कहु । देव माहरइ घरि रत्न कन्या

---

ઉપર પ્રસન્ન થયો છું, વર માગ. ત્યારે જીમૂતવાહને કહ્યું કે દેવ ! જો તમે પ્રસન્ન થયા હો તો આજ પછી નાગ ન ખાશો. ગરૂડે કહ્યું કે કબુલ. પછી જીમૂતવાન પરિવાર સાથે પોતાના આશ્રમે ગયો. એટલી કથા કહીને વૈતાલ બોલ્યો, રાજા વિક્રમાદિત્ય ! કહે, એ બેમાં સાત્વિક કોણ ? રાજાએ કહ્યું, જીમૂતવાહન સાહસિક. એવું સાંભળી સબ પાછું ગયું.

એ પ્રમાણે પંદરમી કથા સંપૂર્ણ.

## સોળમી કથા.

વળી રાજા શબ લઇને નિકળ્યો. શબ બોલવા લાગ્યું. રાજા ! સાંભળ. જયપુર એવે નામે નગર છે. ત્યાં ધર્મશીલ નામે રાજા છે. એ નગરમાં રત્નદત્ત એવે નામે શેઠ વસે છે તેને ઉન્માદની નામે કન્યા છે તે સદા ઉન્માદમાંજ ચાલે. એ શેઠે રાજાને કહ્યું કે મહારાજ ! મારે ઘેર

छइ । जु खप हूइ तु विहवा करु । नही तु अनेरानइ देइसि ।' राजाये कन्यानां लक्षण जोवा प्रधान मोकलिउ । तेह कंन्या देखी मोह पांमु । विसाल नेत्रा । चंद्रमाना सिरखु मुख । चैत्र हीडोळा सिरखा कांन । चंद्रकांति सिरखा कपोल । तिल पुष्प सरखी नासिका'। आवर्त सरिखी नाभि । बिंब सरिखा होठ । सूक्ष्म उदर । एहवी ते स्त्री सर्व लक्षणे संपूर्ण । एहवी ते कन्या देखी प्रधांने विमासु । जु एह कन्यानि राजा परणसि तु राजा एहनइ रुपि मोहु थकु राज्यनि च्यंता नही करइ । एहवु विमासीनइ राजा आगलि कहु । स्वांमि ते कन्या अपलक्षणी छे । राजा योगि नहि । पछइ ते कन्या धवलधीरनइ दीधी । धवलधीरि परणी । एकवारनइ समइ राजा वाडीये'जातु हुउ ते' स्त्री धवलगृह उपरि दीठी । राजानुं मन चंचल हवुं । जोवा लागु । एह देव कंन्या । मानुषी । किंनरी । इम चिंतवतां'कांम परवश हउ । पासि जे रहु हुतु

---

रत्न जेवी कन्या छे जो आपनी इच्छा होय तो आपना साथे तेनो विवाह करुं नहि तो पछी बीजा कोइने परणावी दइश. राजाए कन्यानां लक्षण जोवा प्रधानने मोकल्यो ते कन्याने जोइने मोह पाम्यो. ते कन्यानां नेत्र विशाळ हतां, चंद्रमाना जेवुं तेनुं मुख हतुं, चैत्र हिंडोला (?) जेवा तेना कान हता, चंद्रनी कान्ति जेवा गाल हता, 'तलना पुष्प सरखी नासिका हती, आवर्त सरखी नाभि, पाका घीलोडां जेवा होठ, पातळुं पेट, एवी ते स्त्री सर्व लक्षणे करी संपन्न हती. एवी कन्याने जोइने प्रधाने विचार्युं, जो ए कन्याने राजा परणशे तो राजा एना रुपमां मोह पामीने राज्यनी चिंता नहि करे. एवुं विमासीने राजा आगळ कह्युं के स्वामी ! ए कन्या तो अपलक्षणी छे. राजाने लायक नथी. पछी ते कन्या धवलधीर साथे परणावी. एकवारने समे राजा वाडीए जतो हतो ते वखत ते स्त्रीने अगासी उपर दीठी. तेने जोइने राजानुं मन चंचळ थयुं. राजा जोवा लाग्यो के आ ते देवकन्या हशे, के मानुषी हशे, के किन्नरी हशे ! एम विचार करतां राजा कामवश थयो.

तेणइ कहु देव ए मांनुषी। जे तमने अपलक्षणी कही मुंकी ते कंन्या सेवक धवलधीरी परणि। राजा बोल्डि। हुं तु प्रधांनइ वारु। प्रधांन बोलाव्युं। स्वांमि कहइ छे ते सत्य। पणि कारण कहु ते सांभलि। म्वांमी अह्माए एहवुं विमासु राजा राज्यनि च्यंता नहीं करइ। पछि राज वणमसि। पछइ धवलधीरइ आवीनि कहु। देव अहंतवदासोस्मि। त दासी अणावीये। म्वांमीनइ जिम सुख थाये तिम कीजे। राजा बोल्डि। पर स्त्री गमन इ सुं धर्म।

श्लोक.

मातृवत्परदारेषु परद्रव्येषु लोष्ठवत्।
आत्मवत्सर्वभूतेषु यः पश्यति स पश्यति॥

सर्वथा परस्त्रीगमननुं खप नथी। पछि राजानि शरीरि व्यथा उपनी। पहिलुं चिंता उपजइ। पछि जोवा हींडि। पछि नीसासा मुकइ।

---

પોતાની પાસે જે હતા તેમણે કહ્યુ મહારાજ! એ માનુષી છે. તમને જે અપલક્ષણી કહી હતી તે એ કન્યા સેવક ધવલધીર સાથે પરણાવી છે. રાજાએ કહ્યુ પ્રધાને તો મને ના કહી હતી. પછી પ્રધાનને બોલાવ્યો. પ્રધાને કહ્યું સ્વામી! એ કહે છે તે ખરૂં, પણ એનું કારણ કહું તે સાભળો. અમે એવું વિચાર્યું કે રાજા એને પરણશે તો પછી રાજ્યની ચિંતા નહિ કરે, અને પછી રાજ્ય નાશ પામશે તે પછી ધવલધીરે આવીને કહ્યું કે હું તમારો દાસ છું; તો એ આપની દાસી છે; માટે એને લઇએ તો તેડાવો, અને સ્વામીને જેમ સુખ થાય તેમ કરો. રાજાએ કહ્યુ પરસ્ત્રીગમન એ શું ધર્મ છે?

"પારકી સ્ત્રી તરફ માની પેઠે, પારકા દ્રવ્ય તરફ માટીના ઢેફાની પેઠે, અને તમામ ભૂત પ્રાણી તરફ પોતાની જાતની પેઠે જે જુએ છે તેજ ખરૂ જુએ છે."

માટે સર્વથા પરસ્ત્રી ગમનનો મારે ખપ નથી. તે પછી રાજાના શરીરે વ્યથા ઉપની. વિરહની અવસ્થાએ આ પ્રમાણે છે: પહેલી ચિંતા ઉપજે, પછી તેને જોવા દોડે, પછી નિશાસા મૂકે, પછી કામજ્વર ચડે,

पछि कांमज्वर चडइ । पछि गात्र बलइ । पछि अंन न रुचि । पछि सुंनकार थाये। पछि प्रांण संदेह थाय। पछइ तेणइ विरहे ते राजा मुउ। राजा मुआ पुंठि धवलधीरि ते अग्नि प्रवेस करिउ । पछइ धवलधीरनी स्त्रीये कीधुं । एतली कथा कहीनि वैताल बोलिउ। राजा कहि ते तिहु- मांहि सात्विक कुण । राजा बोल्यु । राजा सात्विक । एहवुं सांभलि मत्र पाछुं जइ बिठुं।

इति सोलमी कथा पुगी थइ

---

## ॥ अथ सप्तदशमी कथा ॥

वली राजा मत्र लेइ निकलिउं। मत्र बोलवा लागु। राजा सांभलि। उजेणी नांमे नगरी तेहां वक्रमादित राजा । तेहां विसणुसर्मा एहवे नांमे ब्राह्मण । वलि तेहनुं गुणाकर नांमे पुत्र । तेणइ जे कांइ धन हतु ते जु

---

પછી અંગમાં બળત્રા થાય, પછી અન્ન પર અરૂચિ થાય, પછી શૂન્યકાર થાય, અને પછી પ્રાણ સંદેહ થાય. એ પ્રમાણે તે સ્ત્રીના વિરહથી રાજા મરણ પામ્યો. રાજા મરણ પામ્યા પછી ધવલધીર અગ્નિમાં પ્રવેશ કરીને મરણ પામ્યો. ધવલધીરની સ્ત્રી તેની પાછળ સતી થઇ. એટલી કથા કહીને વૈતાલ બોલ્યો, રાજા, કહે, એ ત્રણેમાં સાત્વિક કોણ ? રાજાએ કહ્યું રાજા સાત્વિક. એવું સાંભળીને શબ પાછું જઇને બેઠું.

એ પ્રમાણે સોળમી કથા પૂરી થઇ.

---

## સત્તરમી કથા.

વળી રાજા શબ લઇને નિકળ્યો. શબ બોલવા લાગ્યું. રાજા સાંભળ, ઉજ્જેણી નામે નગરી. ત્યાં વિક્રમાદિત્ય રાજા, તેમાં વિષ્ણુ શર્મા નામે બ્રાહ્મણ રહેતો હતો. તેને ગુણાકર નામે પુત્ર હતો. તે પોતાની પાસે જે

रमी हारिउं । पिताये घरमांहि धकु काढिउं । देशांतरि जवा लागु । मार्गि एक देवनुं प्रासाद दीठुं । तेहां एक योगी बेठउ दीठुं । योगि बोलीउं हे ब्राह्मण भोजन करि । ब्राह्मण बोलिउ योगीनुं अंन न खाइये । योगी बोलीउं । हुं तुंहनइ परहुणागति करिसि । पछइ तेणइ योगी मध्यानि बेसीनि यक्षणी समरी । ततकाल आवी । बोली भगवान शुं कहिछइ । योगी बोलिउं हे यक्षणी । ब्राह्मणने स्नान भोजनादि करावि । एहवुं सांभलि ते यक्षणीये देवमंदिर निपायां । तेहां स्नान भोजनादिक कराव्यां । रात्रे ते संघाति संभोग कीधुं । प्रभाति गै । ते ब्राह्मण जुए तु मंदिर नहीं । अनि यक्षणी नहीं । योगी कन्हि जईनि बोलिउ । एह यक्षणीनि वियोगि हुं मरिसि । योगी बोलिउं हे ब्राह्मण । एह विद्या तें सधासि । ब्राह्मण बोलिउं । हुं एकवार कुटुंबनइ मिली आवुं । कुटुंबनइ मिलु । पिताये पुछुं । गुणाकर एतला दिवसि तुं केहां रहिउं हुतु ।

---

कंइ धन हतुं ते जुगार रमीने हारी गयो. तेना बापे तेने घरमांथी काढी मूक्यो. पछी ते देशांतरमां फरवा लाग्यो. रस्तामां एक देवनुं मंदिर दीठुं, तेमां एक योगीने बेठेलो दीठो. योगीए कह्युं हे ब्राह्मण ! भोजन कर. ब्राह्मणे कह्युं योगीनुं अन्न न खवाय. पछी योगीए कह्युं हुं तारी परोणागत करीश. पछी ते योगीए मध्याह्नने समे बेसीने यक्षणीने स्मरी एटले तत्काळ ते आवीने बोली भगवान् ! शुं कहो छो ? योगी बोल्यो हे यक्षणी आ ब्राह्मणने स्नान भोजनादि कराव. एवुं सांभळी ते यक्षणीए देवना जेवां मंदिर निपजाव्यां ने तेमां स्नान भोजनादि कराव्यां. रात्रे तेनी साथे सुख शैयामां आराम कीधो, अने पछी प्रभाते चाली गइ. सवारमां ते ब्राह्मण जुए तो मंदिरे नहि ने यक्षणीए नहि. पछी योगी कने जइने बोल्यो ए यक्षणीने वियोगे हुं मरी जइश. योगी बोल्यो हे ब्राह्मण ए विद्या ताराथी सधाशे ? ब्राह्मणे कह्युं हुं एकवार मारा कुटुंबने मळी आवुं. पछी घेर आव्यो त्यारे तेना बापे कह्युं हे गुणाकर ! एटला दिवस तुं क्यां रह्यो हतो ? तुं घरनुं सुख विसरी

तुहनइ घर मुखि वीसरु । पछि तेणइ गुणाकरि सर्व तजुं । घरि थकुं नीकली ग्यु । योगी पासि आव्युं । नमस्कार कीधुं । योगीए मंत्र आप्युं । तिर्णे जप्यु विद्या समरी । यक्षणी नावी । वेताल बोलिउ राजा वक्रमादित्य यक्षणी नावि ते कारण स्युं । राजा बोलिउं ।

श्लोक.

त्यागेन हीनस्य कुतोऽस्ति कीर्तिः
सत्येन हीनस्य कुतोस्ति पूजा ।
चित्तेन हीनस्य कुतोस्ति मंत्रः
त्यागेन हीनस्य कुतोस्ति सिद्धिः ॥

ते ब्रांह्मण दग्धचित्त हुतु । तेह जाणी नावी । योगीनइ कां नावी । एतलि नावी एहवा बिमनानिं विद्या आपी । बुद्धिकर्मानुसारणी । एहवुं सांभलि सब पाछुं ग्युं ।

इति सप्तदशम कथानक संपूर्ण ।

---

ગયો ? પછી તે ગુણાકર સર્વનો ત્યાગ કરીને ઘરમાંથી નિકળી ગયો. અને યોગી પાસે આવીને નમસ્કાર કર્યા. પછી યોગીએ મંત્ર આપ્યો તે જપ્યો. વિદ્યા સમરી પણ યક્ષણી આવી નહિ. આ ઉપરથી વૈતાલે પૂછ્યું કે રાજા વિક્રમાદિત્ય કહે શા કારણથી યક્ષણી નહિ આવી હોય ? રાજા બોલ્યો:-

" જે દાન ન કરે તેને કીર્તિ શી ? સત્ય ન હોય તેની પૂજા શી ? જેનું ચિત્ત ઠેકાણે ન હોય તેને મંત્ર શો ? અને જેનામાં ત્યાગ ન હોય તેને સિદ્ધિ શી ? "

માટે તે બ્રાહ્મણ દગ્ધ ચિત્ત હતો તેથી યક્ષણી આવી નહિ. વળી પૂછ્યું કે યોગી પાસે પણ કેમ ન આવી ? રાજાએ કહ્યું કે એટલા માટે ન આવી કે એવા બેમનાને વિદ્યા કેમ આપી ? કર્મ પ્રમાણેજ બુદ્ધિ સૂઝે છે. એવુ સાંભળીને શબ પાછું ગયું.

એ પ્રમાણે સત્તરમી કથા પૂરી થઇ.

## अथ अष्टादशमी कथा.

वली राजा सत्र लेइ नीकलिउ। सत्र बोलवा लागु। राजा सांभलि। अंत्रकोल एहवइ नांमे नगर। तेहा गुणसुंदर एहवइ नामे राजा। ,तेहां धनदत्त एहवइ नांमि शेठ। तेहने धनवती एहवइ नामि कन्या। अलुका वास्तव्य गौरीदत्त एहवइ नांमि वणिक। तेणे ते कंन्या परणी। तेनि कंन्या थै। मोहनी एहवुं नांम। ते जण्या पृठि पिता मुउं। ते अपुत्रीउ जांणी गोत्रीये घर सघलुं लुसुं। पछि ते स्त्री दीकरीनि लेइ नाठी। जेतलि मार्गि जाये तेतलइ शुली चाल्यु चोर दीठउ। चोर बोलिउ।

श्लोक.

सुखस्य दुःखस्य नकोपि दाता
परोददातीति कुबुद्धि रेषा।
पुराकृतं कर्म सदैव भुज्यते
स्वकर्म सूत्र ग्रथितो हि लोकः ॥

---

## અઢારમી કથા.

વળી રાજા શમ લઇ નિકલ્યો. શમ બોલવા લાગ્યું. હે રાજા, સાભળ, અબકોલ એવે નામે નગર, ત્યા ધનદત્ત નામે શેઠ રહેતો હતો. તેને ધનવતી નામે કન્યા હતી, તે અલકા નગરમાં રહેનાર ગૌગદત્ત નામે વણિક સાથે પરણાવી હતી. તેને એક કન્યા થઇ તેનુ નામ મોહની પાડયું. તે જન્મ્યા પછી તેનો બાપ મરણ પામ્યો. પછી તેને અપુત્ર જાણીને પિત્રાઇઓએ તેની મિલકત લઇ લીધી, એટલે તે સ્ત્રી પોતાની દીકરીને લઇને નાશી ગઇ. રસ્તે જતા તેણે શળી ઉપર ચઢાવેલા એક ચોરને દીઠો. તે ચોર ઉપર રહ્યો રહ્યો આ પ્રમાણે બોલતો હતો.

" સુખ અને દુ ખનું આપનાર બીજું કોઇ નથી, પોતેજ છે. બીજો કોઇ આપે છે એમ જે માને છે તેની તે કુબુદ્ધિ છે. કેમકે પૂર્વે જે કર્મ કરેલું હોય તેજ ભોગવવું પડે છે. કેમકે લોકો પોતાના કર્મરૂપિ સૂત્ર વડેજ બધાયેલા છે.

अघटितघटितानि घटयति, सुघटितघटितानि जर्जरी कुरुते ।
विधिरेव तानि घटयति यानि पुमान्नैव चिन्तयति ॥

पछि ते स्त्री बोली । चोर तुहनइ एवडउ शुं दुख छइ । चोर बोल्डिउ । मुहनइ दुख छइ जे हुं परणिउ नथी । जु ताहरी दीकरी दि तु सुवर्ण लक्ष आपु । तेणिये चोरनइ दीकरी दीधी ।

श्लोक.

लोभ मूलानि पापानि रस मूलानि व्याधयः ।
स्नेह मूलानि दुःखानि त्रिणित्यक्त्वा सुखी भवेत् ॥

पछि तेणें चोरिं कन्या परणी । लाख सोवर्ण आपु । पछे तेणी स्त्रीये पूछु । ताहरइ किम पुत्र होसइ । चोर बोल्डिउ । रितु समये माहरुं द्रव्य लेइ आपीनि ब्राह्मण पाहि रति देवारि । चोरिं जेहां धन डाटुं हुतुं तेहांथु देखाडिउं । पूर्वदसि व्रक्ष हेठिं सोवर्ण लक्ष छि। एहवुं

---

" न બનવા જેવું હોય તેને બનાવે છે, સારી રીતે બનવા જેવું હોય તેને બગાડી નાખે છે, એ પ્રમાણે નસીબજ જે વસ્તુનો માણસ વિચાર નથી કરતો તેને પણ બનાવે છે. "

પછી તે સ્ત્રી બોલી હે ચોર ! તને એવડું શું દુઃખ છે ? ચોર બોલ્યો મારે એ દુઃખ છે જે હું પરણ્યો નથી. જો તારી દીકરી મને આપે તો હું તને એક લાખ સોના મહોર આપું. આથી તેણે પોતાની દીકરી તે ચોરને દીધી.

" લોભ એ પાપનું મૂળ છે, સ્વાદ એ રોગનું મૂળ છે, સ્નેહ એ દુઃખનું મૂળ છે. એ ત્રણેનો જે ત્યાગ કરે તે સુખી થાય. "

એક લાખ સોના મહોર આપીને તે ચોર તે કન્યાને પરણ્યો. પછી તે સ્ત્રીએ પૂછ્યું તને પુત્ર શી રીતે થશે ? ચોર બોલ્યો. ઋતુકાળે મારું દ્રવ્ય લઇ કોઇ સારા બ્રાહ્મણને તેમાંથી આપીને રતિ કરાવજે. પછી ચોરે પોતે જે ધન દાટયું હતું તે દેખાડયું. પૂર્વ દિશાએ એક ઝાડ નીચે લાખ

कहीनइ चोर मुउं । पछइ स्त्री धन लेइनइ कंकोल एहवइ नामि नगर तेहां गै । केतलेक देहाडइ ते कन्या नवयौवना हवी । एक दिवसि धवल गृहि उपरि वेसीनि मार्ग सांहमुं जोवा लागी । तेतलइ ब्रांह्मण एक आवतु दीठु । ते देखी कांमातुर थै । सखीये तेहनी मानि कह्यु । माये ते ब्रांह्मण तेडाविउ । कह्यु हे ब्रांह्मण माहरी पुत्रीनि रतु दांन दि । पुत्र उपजावि । सोवर्ण सत आपेस । पछे ते ब्रांह्मण स्नांन भोग तांबुलादिक सुगंधादिक करीनि रात्रे तेह संघाति संभोग कीधुं । पछे तेहने गर्भ होउ । दसमसवाडि पुत्र जायु । पछे ते पुत्रनइ दस सहस्त्र सोवर्ण पेटीमांहइ घाती राजद्वारि मुंकी । रात्रे राजाये स्वपन दीठुं । माथे जटा अर्धचंद्र सरीर भस्मांग यज्ञोपवीत पद्मासन बेठउ दीठु । एतलइ प्रभातितुं समय थउ । पोलीये राजाने कह्यु स्वांमी आपणि द्वारि एक पेटी छि । राजानि ते पेटी अणावी । जोये तु पेटीमांहे पुत्र । अनट दस सहस्त्र सोवर्ण देखी । राजाये

---

સોનામહોર છે એમ કહીને ચોર મરણ પામ્યો. પછી તે સ્ત્રી તે ધન લઈને કંકોલ નામે નગરમાં ગઈ. કેટલેક દહાડે તે કન્યા નવયૌવના થઈ. એક દિવસ અગાસી ઉપર બેસીને માર્ગ સામું જોવા લાગી એટલે એક બ્રાહ્મણને આવતો દીઠો. તેને જોઈને કામાતુર થઇ. સખીએ તે વાત તેની માને કહી. માયે તે બ્રાહ્મણને તેડાવીને કહ્યું કે હે બ્રાહ્મણ! મારી પુત્રીને ઋતુદાન દઇ પુત્ર ઉપજાવ, હું તને સો સોના મહોર આપીશ. પછી તે બ્રાહ્મણે સ્નાન ભોગ તાંબુલ સુગંધ આદિ કરીને રાત્રે તેની સાથે વિહાર કીધો. પછી તેને ગર્ભ રહ્યો. દશ માસે પુત્ર થયો. પછી તે પુત્રને પેટીમાં ઘાલી તેમાં દશ હજાર સોના મહોરો મૂકી તે પેટી રાજમહેલ આગળ મૂકી આવી. તે રાત્રે રાજાએ સ્વપ્નમાં માથે જટા, કપાળમાં અર્ધ ચંદ્ર, શરીરે ભસ્મ, યજ્ઞોપવીત પહેરેલી અને પદ્માસન વાળીને બેઠેલો એવા પુરૂષને દીઠો. સવાર થયું ત્યારે પોળીયે રાજાને કહ્યું કે સ્વામી! આપણા આંગણમાં એક પેટી છે. રાજાએ તે પેટી મંગાવી. જુએ છે તો પેટીમાં એક પુત્ર અને દશ હજાર સોનામહોર છે તે દીઠી. રાજાએ તે પુત્ર પટરાણીને

पुत्र पटरांणीने आपु। एह पुत्र बत्रीस लक्षणो । राजानि पुत्र करी थापु । एह पुत्र श्री माहादेवि दीधु । हरदास एहनुं नांम दीधुं । तेणइ ते सर्व सास्त्र भणिउ । सोल वर्षनुं हीउ । केतलेक दाहडइ ते राजा मरण पामिउ । हरदास राज्य वेसारुं । तेणे चितविउं मुह पुत्र जण्यानुं शुं फल छइ जो माता पितानइ उधरुं नहीं । एहवुं चीतवीनि गंगातीर्थनी यात्रा करवा ग्यु । गया जैनिं जेतले पिंड मुकि तेतलि पिंड लेवा त्रणि हाथ नीकल्या । हरदास विस्मय पामिउ । केहानि हाथि पिंड मुकुं । एतली कथा कहीनि वैताल बोलिउ राजा वक्रमादित्य कहइ ति त्रहुमांहइ पिंडनुं अधिकार कहनइ हाथि । राजा बोलिउ । चोरनइ हाथि। वैताल बोलु ते शुं। ब्राह्मणनुं वीर्य वेचातु लीधुं तु ब्राह्मणने अधिकार नही । राजाये दस सहस्र सोवर्ण माटे पालिउ ।तु राजानि अधिकार नही । चोरनी भार्या । चोरनुं पुत्र। अत एव चोरनइ अधिकार। एहवुं सांभली सव पाछुं जै वेठुं।

इति अष्टादशम कथानक.

---

આપ્યો. એ પુત્ર બત્રીશ લક્ષણો હતો તેથી રાજાએ તેને પોતાનો પુત્ર કરી થાપ્યો. એ પુત્ર શ્રી મહાદેવે આપ્યો માટે તેનું નામ હરદાસ પાડયું. પછી તેને સર્વ શાસ્ત્ર ભણાવ્યાં. એમ કરતાં તે સોળ વર્ષનો થયો. કેટલેક દહાડે તે રાજા મરણ પામ્યો. હરદાસને ગાદીએ બેસાડયો. તેણે વિચાર કર્યો, જો માતા પિતાનો ઉદ્ધાર ન કરૂં તો હું પુત્ર ઉત્પન્ન થયાનું શું ફળ? એવો વિચાર કરીને તે ગંગા તીર્થની યાત્રા કરવા ગયો. ગયાજી જઇને જેવા પિંડ મૂકે છે એવા પિંડ લેવાને ત્રણ હાથ બહાર નિકળ્યા. હરદાસ વિસ્મય પામ્યો ને વિચારવા લાગ્યો કે કયા હાથમાં પિંડ મૂકું? એટલી કથા કહીને વૈતાલ બોલ્યો, રાજા વિક્રમાદિત્ય! કહે એ ત્રણમાં પિંડનો અધિકાર કોના હાથને? રાજા બોલ્યો ચોરના હાથને. વૈતાલ બોલ્યો તેનું કારણ શું? રાજાએ કહ્યું, બ્રાહ્મણનું વીર્ય તો વેચાતું લીધું તેથી બ્રાહ્મણને અધિકાર નહિ; રાજાએ દશ હજાર સોનામહોર માટે પાળ્યો તેથી રાજાને અધિકાર નહિ; ચોરની ભાર્યા, ચોરનો પુત્ર, માટે ચોરનેજ અધિકાર, એવું સાંભળી શબ પાછું જઇ બેઠું.

એ પ્રમાણે અઢારમી કથા પૂર્ણ થઇ.

## अथ एकोनविंशतितम कथानक

वली राजा सत्र लेइ नीकलुं । सत्र बोलवा लागु । राजा सांभलि । चित्रकोट एहवे नांमे नगर। तिहां रुपदेव एहवि नांमि राजा । ते राजा पारधि रमवा ग्यु । वेगलु । आगलि एक सिरोवर दीठु । तेहां घोडइ थकु उतरु। घोडउ बांधिउ । तेतलइ रुपीश्वरनी कन्या फूल चुटती दीठी। तेणी कन्याए ते दीठउ। पुछुं तुं कुण। राजा बोलिउ हुं तमारु अतिथि। चोर हुये अथवा चांडाल हुये अथवा वेरी हुये तुहि ते आवते अतिथिनी पूजा कीजइ तु स्वर्ग पांमीये । उत्तम वर्ण हुये नीच घरि आवि बाल हुये अथवा वृद्ध हुये पणि अतिथि सत्रलानइ गुरु जाणवु । एहवुं कही मांहोमांहे सांमुं जोउ । एतलइ ते कन्यानुं पिता रुपीश्वर आविउ । राजाए रुपीश्वरनइ नमस्कार कीधुं । रुपीश्वरि आसीर्वाद दीधुं । राजाने पुछुं तुं एकलुं कां । राजा बोलिउ हुं पारधि रमवा निकलिउं छं । रुपी-

---

## ઓગણીશમી કથા.

વળી રાજા શત્ર લઇ નિકળ્યો. શત્ર બોલવા લાગ્યું. રાજા સાંભળ. ચિત્રકોટ એવે નામે નગર છે. ત્યાં રૂપદેવ નામે રાજા રાજ્ય કરે છે. તે રાજા એક વખત શિકાર રમવા ગયો. તે બહુ વેગળો નિકળી ગયો. આગળ જતાં-એક સરોવર દીઠું. ત્યાં ઘોડેથી ઉતર્યો અને ઘોડો બાંધ્યો. એટલામાં એક ઋષિકન્યા ફૂલ વિણવા ત્યાં આવી હતી તેને દીઠી, તે કન્યાયે પણ રાજાને દીઠો. તેણે રાજાને પૂછ્યું કે તમે કોણ છો ? રાજાએ કહ્યું હું તમારો અતિથિ છું. ચોર હોય, ચાંડાલ હોય કે પોતાનો દુશ્મન હોય તો પણ તે અતિથિ થઇને આવે તો તેની પૂજા કરીએ. એથી સ્વર્ગ મળે છે. પોતે ઉત્તમ વર્ણ હોય અને પોતાને ઘેર નીચ આવે, અથવા બાળક આવે અથવા વૃદ્ધ આવે તોપણ અતિથિ સઘળા શ્રેષ્ઠ જાણવા. એવું કહીને માંહોમાંહે સામું જોયું. એટલે તે કન્યાનો પિતા ઋષીશ્વર ત્યાં આવ્યો. રાજાએ ઋષીશ્વરને નમસ્કાર કીધા. ઋષીશ્વરે આશીર્વાદ દીધો. પછી રાજાને પૂછ્યું કે એકલો કેમ ? રાજાએ કહ્યું હું શિકાર રમવા નિકળ્યો છું. ઋષીશ્વરે

श्वर बोल्उि । राजा एवडुं पाप तुं कां करइ । खाणारनइ तु पाप नथी । स्वांमी मुहनइ धर्म कहइ । रुषीश्वर बोल्उि राजा सांभलि । गौदांन पृथ्वीदांन अन्नदान सघलां दांनथी दयादांन अधिक। एह कांजि प्रांणीनि हंस्या न कीजइ। जेह पुरुष भलुं हुये तेणें भय थकि प्रांणी राखवुं। तु तेह पुरुष राजा हुये । ते प्रांणी तेहना सेवक हुये । तेह सरखुं तप नही । संतोष सरखुं सुख नही । विद्या सरखुं दांन नही । दया समुं धर्म नही। एहवुं सांभलि राजा बोल्उि । आज पछी पाप न करुं । एहवुं सांभलि रुषीश्वर बोल्उि हुं त्रुठो । वली राजा बोल्उिं तुं त्रुठो तो ताहरी कंन्या दि । पछि परणी घोडइ चडावी आपणा नगर भणी लेइ नीकल्उि। एतालि रात्र पडी । एक वृक्ष हेठि रह्यां । तेतलइ मध्य रात्रे राक्षस एक आव्यु । राजाइ दीठु । पुछुं तुं कुंण । ते बोलु हुं राक्षस । ए ताहरी स्त्रीनि खाइसि । राजा बोल्उि ये कांइ मागि ते तुहनइ आपुं पणि माहरी

---

કહ્યું રાજા ! તું એટલું બધું પાપ શા માટે કરે છે? ખાનારને તો એ-માંનું કશું પાપ ભોગવવાનું નથી. રાજાએ કહ્યું સ્વામી ! મને ધર્મનો ઉપદેશ કરો. ઋષીશ્વરે કહ્યું રાજા સાંભળ. ગૌદાન, પૃથ્વીદાન, અન્નદાન, સઘળાં દાનથી દયાદાન અધિક છે. એટલા માટે કોઇ પ્રાણીની હિંસા ન કરવી. જે પુરૂષ ભલો હોય તે ભય થકી પ્રાણીને બચાવે, તો તે પુરૂષ રાજા થાય, અને તે પ્રાણી તેનાં સેવક થાય. એના જેવું બીજું તપ નથી. સંતોષ સરખું સુખ નથી. વિદ્યા સરખું દાન નથી. અને દયા સરખો બીજો ધર્મ નથી. એવું સાંભળી રાજા બોલ્યો આજ પછી પાપ નહિ કરૂં. પછી ઋષીશ્વરે કહ્યું હું પ્રસન્ન થયો. ત્યારે રાજાએ કહ્યું જો તું પ્ર-સન્ન થયો તો તારી કન્યા મને પરણાવ. પછી તે કન્યાને પરણી પોતાના ઘોડા ઉપર બેસાડી રાજા પોતાના નગર ભણી લઇ જવા નિકળ્યો. રસ્તામાં રાત પડી ત્યાં એક ઝાડ નીચે તેઓ રહ્યાં. એટલામાં મધરાતે એક રાક્ષસ આવ્યો. તેને જોઇને રાજાએ પૂછ્યું તું કોણ છે? તે બોલ્યો હું રાક્ષસ છું, આ તારી સ્ત્રીને ખાઇ જઇશ. રાજાએ કહ્યું જે કઇ માગે તે તને

स्त्रीनि मुकि । राक्स बोलिउं जु सात वरसना ब्राह्मणनुं मस्तक वाढीने चडावइ तु मुकुं । राजानि अंगीकार कीधुं । राक्स बोलिउ । हुं सातमि दिवसि आवुं छुं । एहवु कही राक्स गयु । राजा आपणि नगरि आविउ । प्रधांन आगलि सघलुं वृत्तांत कहु । प्रधांन बोलिउ ।

श्लोक.

आपदर्थे धनं रक्षेत् दारान् रक्षेत् धनैरपि ।
आत्मानं सततं रक्षेत् दारैरपि धनैरपि ॥

देव हुं उपाय करिसि । पछइ तेणइ प्रधानि सात मण सुवर्णनुं पुरष कीधुं । अन्येक रत्न पहिराव्यां । नगर मांहइ मांडिउ । साद पडाव्युं । जे को ब्राह्मण सात वरसनुं पुत्र आपि तेहने सोवर्णनु पुरष राजा आपि। एहवये नगर मांहइ ब्राह्मण १ दरिद्री तेणे राजानइ कहु । स्वांमि हुं लेइसि । एतलि ते ब्राह्मणनां माय वाप आव्या तेणि कहु पुत्र , आपणइ धन स्युं करवुं छइ । पछि पुत्र बोलिउ ।

---

આપું, પણ મારી સ્ત્રીને છોડી દે. રાક્ષસે કહ્યું જો સાત વરસના બ્રાહ્મણનું મસ્તક વાઢીને મને ચઢાવે તો મૂકું. રાજાએ તે વાત કબૂલ કરી. રાક્ષસ બોલ્યો હું સાતમે દિવસે આવું છું. એવુ કહીને રાક્ષસ ગયો. રાજા પોતાના નગરમાં આવ્યો. પ્રધાન આગળ સઘળી વાત કહી. પ્રધાને બોલ્યો.

" આપત્તિને માટે ધનનું રક્ષણ કરવુ જોઇએ, અને ધન ખરચીને સ્ત્રીનું રક્ષણ કરવુ જોઇએ; પરંતુ સ્ત્રી અને ધનથી પણ પોતાની જાતનું રક્ષણ કરવું જોઇએ. "

માટે દેવ ! હું ઉપાય કરીશ. પછી તે પ્રધાને સાત મણ સોનાનો પુરૂષ બનાવ્યો. તેને અનેક રત્ન પહેરાવ્યા અને પછી નગર વચ્ચે તે મૂક્યો. પછી સાદ પડાવ્યો કે જે કોઇ બ્રાહ્મણ સાત વર્ષનો પુત્ર આપશે તેને આ સોનાનો પુરૂષ રાજા આપી દેશે. તે નગરમાં એક દરિદ્રી બ્રાહ્મણ રહેતો હતો તેણે રાજાને કહ્યુ, સ્વામી ! હું એ લઇશ. પણ એટલામા તે બ્રાહ્મણનાં માબાપ આવ્યાં તેનણે કહ્યુ પુત્ર ! આપણે ધન શુ કરવું છે ? ત્યરે તે બ્રાહ્મણના પુત્રે માબાપને કહ્યુ —

श्लोक.

संसारे द्रव्यमेव सारं द्रव्यहीने कुतः सुखम् ।
भवतौ दारिद्याक्रान्तौ कर्तव्यमिति सर्वथा ॥

हे तात तह्मो दरिद्रे पीडिया छउ। सोवर्णनुं पुरुष लिउ। वलि तमाहरि पुत्र हसि। पछइ तेणइ राजानि आपु। तेतलइ राक्षस आपु। जेतलइ खडगिं करी राजा ब्राह्मणनुं माथुं वाढइ तेतलइ राक्षस हसु। एतलि कथा कहीनइ वैताल बोलिउ। राजा कहि ते राक्षस हसु कां। राजा बोलिउ ए जे राक्षस हसु ते कारण सांभलि। जुउरे संसारनी स्थिति जे माय बाप पुत्रनइ पालि रक्षा करइ ते पुत्र मारवा आपु। एहवुं सांभलि सत्र पाछु जै वेठु।

॥ इति एकोनविंशतितम कथा संपूर्ण ॥

---

" આ સંસારમાં દ્રવ્ય એજ સાર છે, દ્રવ્ય વગરનાને સુખ શું ? તમો દરિદ્રતાથી પીડાઓ છો, માટે તમારે એમ કરવુંજ જોઇએ. "

માટે હે તાત ! તમો દરિદ્રતાથી પીડાઓ છો તો આ સુવર્ણનો પુરૂષ લઇ જાઓ. વળી તમારે ઘણા પુત્ર થશે. પછી તે બ્રાહ્મણે રાજાને પોતાનો પુત્ર આપ્યો. રાજાએ તે રાક્ષસને આપ્યો. જે વખત તલવાર લઇને રાજા બ્રાહ્મણના પુત્રનું માથું કાપવા જાય છે તે વખત રાક્ષસ હસ્યો. એટલી કથા કહીને વૈતાલ બોલ્યો રાજા કહે તે રાક્ષસ હસ્યો કેમ ? રાજા બોલ્યો એ રાક્ષસ જે હસ્યો તેનું કારણ સાંભળ. " જુઓરે સંસારની સ્થિતિ ! જે માબાપે પુત્રને પાળી પોષીને રક્ષા કરી તે માબાપે દ્રવ્યને માટે તે પુત્રને મારવા આપ્યો ! " એમ જાણીને રાક્ષસ હસ્યો. એવું સાંભળી શબ પાછું જઇ બેઠું.

એ પ્રમાણે ઓગણીશમી કથા સંપૂર્ણ થઇ.

---

## ॥ अथ विंशतितम कथानक ॥

वली राजा सत्र लेइ नीकलु । सव बोलवा लागु । राजा सांभलि । विसल एहवइ नांमि नगर । विसालसेखर एहवइ नांमे राजा । तेहां अर्थदत्त एहवइ नांमि श्रेष्ठ तेहनइ अनंगसुंदरी एहवइ नांमि कन्या । ते कन्या अलकानगरीये मणिनाभि परणी । पितानइ घरि मुंकी नवयौवना हवी । ते मणिनाभ वणिक वणिज करवा समुद्रनइ तटि ग्यु । एक देहाडइ ते अनंगसुंदरी पिताना धवलगृह उपरि बइठी हती । मारगि कमलाकर ब्राह्मण दीठु । तेणे ते दीठी । परसपरि प्रीति उपनी । विकलेंद्रि हौआं। ते अनंगसुंदरी विरहइ करी रोवा लागी । एतलइ सखीये कहु हे अनंग-सुंदरी लाजती नथी । वली ते बोली हे सखी एणइ पापी कंदर्पि निर्लज कीधी । पछइ ते अनंगसुंदरी भद्रिकाने प्रासादिं जैनिं जेतलइ एहवु कही गलि पास घाती जे माहरइ आवति जन्म ए भर्तार हौउ । तेतलइ

---

## वीशमी कथा.

वळी राजा शब लइने निकळ्यो. शब बोलवा लाग्युं. राजा सांभळ विसळ एवे नामे एक नगर छे त्यां विशाळशेखर नामे राजा छे. ए शहेरमां अर्थदत्त नामे एक शेठ छे तेने अनंग सुंदरी नामे कन्या छे ते कन्याने अलका नगरीमां मणिनाभि साथे परणावी हती. ते पिताने घेर रहेती हती. ते नवयौवना थइ ते वखत मणिनाभि वणिक वेपार करवा समुद्र किनारे गयो. एक दिवस ते अनंग सुंदरी पिताने घेर अगाशी उपर बेठी हती, ते वखत रस्ते कमलाकर नामे एक ब्राह्मणने जतो तेणे दीठो. ते ब्राह्मणे तेने दीठी परस्पर प्रीति उपजी अने विकलेन्द्रिय थया. ते अनंग सुंदरी विरहे करीने रोवा लागी एटले तेनी सखीए कह्युं के हे अनंगसुंदरी तुं लाजती नथी ? एटले ते बोली के हे सखी ! ए पापी कामदेवे मने निर्लज बनावी दीधी छे. पछी ते अनंगसुंदरी भद्रिका देवीना मंदिरे जइने जेवी एम कहीने गळामां फांसो नाखवा लागी के " आवते जन्म ए भर्तार मने मळजो ", तेवीज तेनी सखीए आवीने

सखी आवीनि हाथि वली । अनंगसुंदरी साहस म कर । ते बोली हे सखी मिं कामपीडा न खमाइ मुहनइ प्राण काढवा दि । सखी बोली क्षण एक रहि जेतलि ताहरा वल्लभनि तेडीउ । कमलाकर चंदन अवगाह्य कदलीवन मांहइ बइठउ निसासा मुंकि छइ । भावि ते बोलि छइ । मित्र इ कहइ छइ हे मित्र विख लावि हुं खाउं । सघलां दुखनुं खये करुं । एहवी अवस्था देखीनइ सखी बोली हे कमलाकर हुं अनंगसुंदरीए तुहनइ तेडवा मोकली छुं । कमलाकर बोलिउ ते शुं करइ छइ । सखी बोली तेहनइ माहा दुख छइ । एहवुं सांभली कांपतो थिकु नीकल्यु । जेतलइ तेणइ गांमि आवइ तेतलइ अनंगसुंदरी मुइ दीठी । ते मुइ देखीनइ कमलाकर हैउ फाटी मुउ । तेणइ समइ ते स्त्रीनुं भर्तार आविउ । तेणइ आपणी स्त्रीनइ कन्हि परपुरुष देखीनइ आपणपि मुउ । एतली कथा कहीनइ वैताल बोलिउ राजा कहि ते त्रिहुमांहि कांमातुर कुण ।

---

તેનો હાથ પકડી લીધો, અને કહ્યું કે અનંગસુંદરી ! સાહસ ન કર. તે બોલી હે સખી ! મારાથી કામપીડા ખમાતી નથી, માટે મને પ્રાણ કાઢવા દે. સખી બોલી એક ક્ષણ રહે, એટલીવારમાં હું તારા વલ્લભને તેડી લાવું છું. પછી તે તેડવા ગઇ તો કમળાકર શરીરે ચંદન ચોપડી કેળના વનમાં બેઠો છે અને નિસાસા મૂકે છે. તથા ગમે તેમ બકે છે અને પોતાના મિત્રને કહે છે હે મિત્ર ! વિષ લાવી આપ, હું ખાઇ જઉં અને સઘળાં દુઃખનો અંત લાવું. એવી અવસ્થા દેખીને તેની પાસે જઇને સખી બોલી હે કમળાકર ! મને અનંગસુંદરીએ તને તેડવા મોકલી છે. કમળાકર બોલ્યો, તે શું કરે છે ? સખી બોલી, તે તારા વગર મહા દુઃખી છે. એવું સાંભળી કામજ્વરથી ધ્રુજતો ધ્રુજતો તે નિકળ્યો. તે જ્યાએ આવ્યો એટલે અનંગસુંદરીને મુવેલી દીઠી. તેને મરેલી જોઇને કમળાકરનું હૃદય ફાટી ગયું ને તે મરણ પામ્યો. તે વખતે તે સ્ત્રીનો ધણી પણ આવ્યો. તે પણ પોતાની સ્ત્રી પાસે પરપુરૂષને મરેલો દેખીને મરણ પામ્યો. એટલી કથા કહીને વેતાલ બોલ્યો રાજા કહે, એ ત્રણેમાં કામાતુર

राजा बोलिउ भर्थार कामातुर । एहवुं सांभलि सत्र पाछु ग्यु ।

इति वीसमी कथा संपुरण.

---

॥ अथ एकविंशतितम कथानक ॥

वली राजा सत्र लेइ नीकलु । सत्र बोलवा लागु । राजा साभलि । मलइस्थल एइवइ नामे नगर । तेहा विष्णुशर्मा एहवइ नामे ब्राह्मण । तेहनइ पुत्र च्यार । एक जुआरी । बीजु वेश्यारत । त्रीजुं परदार रत । चुथु नास्तिक । च्यारि एकठा मिल्या । माहोमाहे विमासवा लागा । आपण केहां जइ विद्याभ्यास कीजे । चिहुं दसि नीकल्या । केतलेक दाहडे । एकठा मिल्या । माहो माहइ पुछवा लागा । तें सी विद्या पामी । एक बोलिउ जु एक कटकु अस्थि देखु तु सगलां अस्थि

---

कोणु ? राजा बोल्यो ते स्त्रीनो धणी कामातुर. एवुं साभळीने शब पाछु जतुं रह्यु.

એ પ્રમાણે વીશમી કથા સપૂર્ણ

---

## એકવીશમી કથા.

વળી રાજા શબ લઇ નિકળ્યો. શબ બોલવા લાગ્યુ. રાજા ! સાભળ, મલય સ્થળ એવે નામે એક નગર છે તેમા વિષ્ણુશર્મા નામે એક બ્રાહ્મણ રહેતો હતો તેને ચાર છોકરા હતા તેમા એક જુગારી, બીજો વેશ્યાને ઘેર જનાર, ત્રીજો પરસ્ત્રી સાથે પ્યાર રાખનાર, અને ચોથો નાસ્તિક. ચારે એકઠા મળ્યા ને માહો માહે વિચાર કરવા લાગ્યા કે આપણે ક્યાંઇ જઇને વિદ્યાભ્યાસ કરીએ. પછી તે ચારે ચાર દિશાએ નિકળી ગયા કેટલેક દહાડે પાછા એકઠા થયા ત્યારે માહોમાહે પૂછવા લાગ્યા કે તમે શી શી વિદ્યા મેળવી ? તે ઉપરથી એક બોલ્યો કે જો હાડકાનો એક કકડો મળે તો શરીરના બધા હાડકા હું આકર્ષણ કરી લાવુ, બીજાએ કહ્યુ હું

आकरपी आंणुं । बीजो बोल्डिउ हुं चर्म आंणुं । त्रीजु बोल्डिउ हुं मांस मेद आंणु । चुथु बोल्डिउ हु जीव आंणु । ते च्यारि घरभणी नीकल्या। माहा वनमांहि आव्या तु हाड पडिउं दीठुं । एक बोल्डिउ थाकतां हाड आंणु । बीजु बोल्डिउ हुं चर्म आंणु । त्रीजु बोल्डिउ हुं मांस मेद आंणुं । एतलइ वाघ निपतुं । चुथि जीव आंणिउ एतलइ वाघ हाक मारी उठिउ । च्यारइ खाधा । एतली कथा कहीनइ वैताल बोल्डिउ राजा कहि ते चिहु मांहइ मूर्ख कोण । राजा बोल्डिउ जेणइ जीव आंणिउ ते मूर्ख । एहवुं सांभलीनि सब पाछु ग्यु ।

इति एकवीसमी कथा संपूर्ण.

---

## अथ द्वाविंशतितम कथानक.

वली राजा सब लेइ नीकलु । सब बोलवा लागु । राजा सांभलि ।

---

तेना ઉપર ચામડું લાવી દઉં. ત્રીજાએ કહ્યું હું તેમાં માંસ મેદ લાવું. પછી ચોથો બોલ્યો હું તેમાં જીવ લાવું. એમ વાત કરી તે ચારે જણા ઘર ભણી જવા નિકળ્યા. રસ્તે જતાં મહાવનમાં આવ્યા તો એક હાડકું પડેલું દીઠું. તે જોઇ એકે બીજાં હાડકાં આકર્ષણ કરી લાવી ખોખું ઉભું કર્યું, બીજાએ તેના ઉપર ચામડું બનાવી દીધું, ત્રીજાએ તેમાં માંસ અને મેદ આપ્યું એટલે વાઘ ઉભો થયો. પછી ચોથાએ તેમાં જીવ આણ્યો એટલે વાઘ હાક મારી ઉઠ્યો અને ચારે જણને ખાઇ ગયો. એટલી કથા કહીને વેતાળ બોલ્યો રાજા કહે, એ ચારેમાં મૂર્ખ કોણ ? રાજાએ કહ્યું જેણે જીવ આણ્યો તે મૂર્ખ. એવું સાંભળીને શબ પાછું જતું રહ્યું.

એ પ્રમાણે એકવીશમી કથા સંપૂર્ણ

---

## બાવીશમી કથા.

વળી રાજા શબ લઇ નિકળ્યો. શબ બોલવા લાગ્યું. રાજા ! સાંભળ.

विदग्धपुर एहवइ नांमि नगर तेहां विदग्धेश्वर एहवइ नांमि राजा । नारायण एहवइ नांमि ब्रांह्मण । तेणइ चिंतव्यु योगाभ्यास करी परकाया परवेस करीनि अंन्येक भोग भोगवुं । तेणइ आपणु कुटुंब तजी परकाया परवेस करीनइ रोयु । पछइ योग वचन भणीनइ हसु । राजा बोलिउ जे माताइ बालपणि सरीर रक्षु पिताये पोक्षु ते सरीर तजु एहवु विमासी रोयु । अने तरुण सरीर पांमिउ तेह जाणी हसु । एहवुं सांभली सब पाछुं ग्यु ।

इति बावीशमी कथा संपूर्ण.

---

## अथ त्रेवीसमी कथानक.

वली राजा सब लेइ नीकल्यु । सब बोलवा लागु। राजा सांभलि ।

---

વિદગ્ધપુર એવે નામે એક નગર છે. ત્યાં વિદગ્ધેશ્વર નામે રાજા રાજ્ય કરે છે. તે નગરમાં એક નારાયણ નામે બ્રાહ્મણ રહેતો હતો. તેણે એવું ધાર્યું કે યોગાભ્યાસ કરીને પરકાયા પ્રવેશ કરી અનેક ભોગ ભોગવું. પછી તેણે યોગાભ્યાસ કરી પોતાના કુટુંબનો ત્યાગ કરીને પરકાયા પ્રવેશ કર્યો પરકાયા પ્રવેશ કરીને તે રોયો અને પછી યોગ વચન ભણીને પાછો હસ્યો. એટલી કથા કહીને વૈતાલે પૂછ્યું કે હે રાજા ! તે રોયો ને હસ્યો તેનું કારણ શું ? રાજાએ કહ્યું કે માતાએ બાળપણામાં જે શરીરનું રક્ષણ કર્યું અને પિતાએ પોષણ કર્યું તે શરીરને તજી દીધું એમ જાણીને રોયો; અને જુવાન શરીર પામ્યો એમ જાણીને હસ્યો. એવું સાંભળીને શબ પાછું જતું રહ્યું.

એ પ્રમાણે બાવીશમી કથા સંપૂર્ણ

---

## તેવીશમી કથા.

વળી રાજા શબ લઇને નિકળ્યા. શબ બોલવા લાગ્યું. રાજા, સાભળ,

आकरपी आंणुं । बीजो बोलिउ हुं चर्म आंणुं । त्रीजु बोलिउ हुं मांस मेद आंणु । चुथु बोलिउ हु जीव आंणु । ते च्यारि घरभणी नीकल्या। माहा वनमांहि आव्या तु हाड पडिउं दीठुं । एक बोलिउ धाकतां हाड आंणु । बीजु बोलिउ हुं चर्म आंणु । त्रीजु बोलिउ हुं मांस मेद आंणुं । एतलइ वाघ निपनुं । चुथि जीव आंणिउ एतलइ वाघ हाक मारी उठिउ । च्यारइ खाधा । एतली कथा कहीनइ वैताल बोलिउ राजा कहि ते चिहु मांहइ मूर्ख कोण। राजा बोलिउ जेणइ जीव आंणिउ ते मूर्ख । एहवुं सांभलीनि सब पाछु ग्यु ।

इति एकवीसमी कथा संपूर्ण.

---

## अथ द्वाविंशतितम कथानक.

वली राजा सब लेइ नीकलु । सब बोलवा लागु । राजा सांभलि ।

---

તેના ઉપર ચામહુ લાવી દઉ. ત્રીજાએ કહ્યું હું તેમાં માંસ મેદ લાવું. પછી ચોથો બોલ્યો હું તેમાં જીવ લાવું. એમ વાત કરી તે ચારે જણા ઘર ભણી જવા નિકળ્યા. રસ્તે જતાં મહાવનમાં આવ્યા તો એક હાડકું પડેલું દીઠું. તે જોઇ એકે બીજાં હાડકાં આકર્ષણ કરી લાવી ખોખું ઉભું કર્યું, બીજાએ તેના ઉપર ચાગહું બનાવી દીધું, ત્રીજાએ તેમાં માંસ અને મેદ આણ્યુ એટલે વાઘ ઉભો થયો. પછી ચોથાએ તેમાં જીવ આણ્યો એટલે વાઘ હાક મારી ઉઠયો અને ચારે જણને ખાઇ ગયો. એટલી કથા કહીને વે૰ા૰ા૧ બોલ્યો રાજા કહે, એ ચારેમાં મૂર્ખ કોણ ? રાજાએ કહ્યું જેણે જીવ આણ્યો તે મૂર્ખ. એવું સાંભળીને શબ પાછું જતું રહ્યું.

એ પ્રમાણે એકવીશમી કથા સંપૂર્ણ

---

## બાવીશમી કથા.

વળી રાજા શબ લઇ નિકળ્યો. શબ બોલવા લાગ્યું. રાજા ! સાંભળ.

विदग्धपुर एहवइ नांमि नगर तेहां विदग्धेश्वर एहवइ नांमि राजा । नारायण एहवइ नांमि ब्रांह्मण । तेणइ चिंतव्यु योगाभ्यास करी परकाया परवेस करीनिं अन्येक भोग भोगवुं । तेणइ आपणु कुटुंब तजी परकाया परवेस करीनइ रोयु । पछइ योग वचन भणीनइ हसु । राजा बोलिउ जे माताइ बालपणि सरीर रक्षु पिताये पोख्यु ते सरीर तजु एहवु विमासी रोयु । अने तरुण सरीर पांमिउ तेह जाणी हसु । एहवुं सांभली सब पाछुं ग्यु ।

इति बावीशमी कथा संपूर्ण.

---

### अथ त्रेवीसमी कथानक.

वली राजा सब लेइ नीकल्यु । सब बोलवा लागु। राजा सांभलि ।

---

વિદગ્ધપુર એવે નામે એક નગર છે. ત્યાં વિદગ્ધેશ્વર નામે રાજા રાજ્ય કરે છે. તે નગરમાં એક નારાયણ નામે બ્રાહ્મણ રહેતો હતો. તેણે એવું ધાર્યું કે યોગાભ્યાસ કરીને પરકાયા પ્રવેશ કરી અનેક ભોગ ભોગવું. પછી તેણે યોગાભ્યાસ કરી પોતાના કુટુંબનો ત્યાગ કરીને પરકાયા પ્રવેશ કર્યો. પરકાયા પ્રવેશ કરીને તે રોયો અને પછી યોગ વચન ભણીને પાછો હસ્યો. એટલી કથા કહીને વૈતાલે પૂછ્યું કે હે રાજા ! તે રોયો ને હસ્યો તેનું કારણ શું ? રાજાએ કહ્યું કે માતાએ બાળપણામાં જે શરીરનું રક્ષણ કર્યું અને પિતાએ પોષણ કર્યું તે શરીરને તજી દીધું એમ જાણીને રોયો; અને જુવાન શરીર પામ્યો એમ જાણીને હસ્યો. એવું સાંભળીને શબ પાછું જઇ રહ્યું.

એ પ્રમાણે બાવીશમી કથા સંપૂર્ણ

---

### તેવીશમી કથા.

વળી રાજા શબ લઇને નિકળ્યા. શબ બોલવા લાગ્યું. રાજા, સાંભળ,

मलय स्थल एहवइ नांमि नगरी । तेहां धर्मध्वज एहवइ नांमि राजा । तेहां वेद शास्त्रनु भणनार गोव्यंद एहवइ नांमि ब्राह्मण एक तेहनइ पुत्र च्यार । एक हरिदत्त । बीजु सोमदत्त । त्रीजुं ब्रह्मदत्त । चुथु देवदत्त । च्यारइ वेद शास्त्रना भणनार । केतलेक दिहाडइ वडउ पुत्र हरिदत्त मरण पांमिउ । ते दुखे करी पिताये मरवु माडिउ । पछि विष्णु शर्मा ब्राह्मणे आवीनि प्रतिबुधु । पछि तेणे चींतव्युं हुं यज्ञ करू । पछइ यज्ञइनुं आरंभ मांडिउ । त्रणि पुत्र हता ते कछप आंणवानि समुद्र तीरि मोकल्या । धीवर जालमांहइ कछप पडिउ दीठउ । पछि कहु ए मुंडउ गंधाये । त्रणि वाद करता राजद्वारि ग्या । पोलीये राजानइ कहु । राजाए ते तेडाव्या । पुछुं । तुम्ह कां वाद करुछुं । वडउ बोलिउ हुं भोजिन चंग । बीजुं बोलिउ हुं नारीचंग । त्रीजु बोलिउ हुं तलाइचंग ।

---

મલયસ્થળ એવે નામે એક નગર છે ત્યાં ધર્મધ્વજ નામે રાજા છે. એ નગરમાં વેદશાસ્ત્રને જાણનાર ગોવિંદ નામે બ્રાહ્મણ રહે છે, તેને ચાર પુત્ર છે. એક હરિદત્ત, બીજો સોમદત્ત, ત્રીજો બ્રહ્મદત્ત, અને ચોથો દેવદત્ત. ચારે વેદશાસ્ત્રને જાણનાર હતા. કેટલેક દહાડે મોટો પુત્ર હરિદત્ત મરણ પામ્યો તેના દુઃખે કરીને પિતા મરવા પડયો, એટલે વિષ્ણુશર્મા બ્રાહ્મણે આવીને ઉપદેશ આપ્યો.

પછી તેણે વિચાર્યું કે હું યજ્ઞ કરૂં. પછી યજ્ઞનો આરંભ કર્યો. ત્રણ પુત્ર હતા તેમને કચ્છપ લાવવા સમુદ્રને તીરે મોકલ્યા. તેમણે માછીની જાળમાં કચ્છપને પડેલો જોયો. તે જોઇને તેઓ બોલ્યા કે બહુ ખરાબ ગંધાય છે. પછી તે ત્રણે જણા વાદ કરવા લાગ્યા અને બોલતા બોલતા રાજા આગળ ગયા. પહેરેગીરે રાજાને ખબર આપી એટલે રાજાએ તેમને તેડાવ્યા અને પૂછયું કે તમે કેમ વાદ કરો છો ? ત્યારે મોટો પુત્ર બોલ્યો કે હું ભોજનચંગ છું તે સ્વાદની પરીક્ષા સારી જાણું છું. બીજાએ કહ્યું હું નારીચંગ છું તે સ્ત્રીની પરીક્ષા સારી કરૂંછું. ત્રીજાએ કહ્યું હું તળાઇચંગ છુ તે પથારીની પરીક્ષા સારી કરી શકું છું. એવું સાંભળી રાજાએ

एहवुं सांभलि यमवा वेला भोजिनचंग तेडिउ । आपणी थाली प्रीसु हतु ते आपु । जेतलइ मुखमांहइ मुकइ तेतलइ चिनानुं परिमल आव्यु ते न यम्यु । राजानिं पूछुं कां नथी यमतु । ते बोलिउ सबनी गंध छइ । राजानिं कोठारी तेडीनइ पूछुं ए शालि केहांथी आणी । ते बोलो देव पटलि आंणी । पटल पुछिउ । ते बोलु देव मसांणमां वावी हती । राजा बोलो सहि तुं भोजिनचंग हुये । बीजुं वेस्यानइ घरि मोकलु । तेणइ वेस्यासु संमोग न कीधुं । एहनो ग्रीमल बोकडीना सरिखु छइ । पछइ राजानिं गणिका पूछी ए दीकरी केहांथी आंणी । ते बोली माहरी बहिनि ए दीकरी मास एकनी मुंकी मुइ हुती । पछइ मिं छालीनइ धवरावी उछेरी । राजा बोलिउ तुं सही नारीचंग । त्रीजु वारु तलाइ मांहे उपरि सुआरु । निद्रा आवी पण कहिजे ए तलाइ मांहे नीमालु

---

જમવા ટાણે ભોજનચંગને બોલાવ્યો, અને પોતાની થાળી પીરસી હતી તે આપી. તે જેવો મુખમાં કોળીઓ મૂકવા જાય છે તેવોજ મડદાંનો વાસ આવ્યો તેથી જમ્યા વગર ઉઠી ગયો. રાજાએ પૂછ્યું કે કેમ નથી જમતો ? ત્યારે તેણે કહ્યું કે અંદર મડદાની વાસ આવે છે. પછી રાજાએ કોઠારીને તેડાવીને પૂછ્યું કે એ ડાંગર ક્યાંથી આણી ? તે બોલ્યો કે દેવ ! એ તો પટેલે આણી હતી. પટેલને બોલાવીને પૂછ્યું ત્યારે તેણે કહ્યું કે દેવ ! એ તો મસાણમાં વાવી હતી. તે સાંભળીને રાજા બોલ્યો કે તું ભોજનચંગ ખરો. પછી બીજાને વેશ્યાને ઘેર મોકલ્યો. તે વેશ્યાનો સંગ કર્યા વગર પાછો આવ્યો. તેને રાજાએ પૂછ્યું ત્યારે કહ્યું કે એની ગંધ બોકડીના જેવી આવે છે. તે ઉપરથી રાજાએ ગણિકાને બોલાવીને પૂછ્યું કે એ છોકરી ક્યાંથી આણી હતી. તે ગુણકા બોલી કે મારી બેન એ છોકરીને એક મહિનાની મૂકીને મરી ગઇ હતી. પછી મેં એને બકરીનું દૂધ ધવરાવીને એને ઉછેરીને મોટી કરી. તે સાંભળીને રાજાએ કહ્યું કે તું નારીચંગ ખરો. પછી ત્રીજાને સારી તળાઇ ઉપર સુવાડ્યો. તેને નિદ્રા આવી પણ તે ઉઠીને કહેવા લાગ્યો કે એ તળાઇમાં નિમાળો છે. પછી

छइ। राजाए नीमालु कढाविउ। सही तु तलाइचंग। एतली कथा कहीनइ वैताल बोलिउ राजा कहि ते त्रिहु मांहइ सवादिउ कुण। राजा बोलिउ तलाइचंग सवादिउ। एहवु सांमलि सव पाछुं जै वेठु।

इति त्रेवीसमी कथा संपुरण २३.

---

## अथ चुवीसमी कथा.

वली राजा सव लेइ नीकलु। सव बोलवा लागु। राजा सांमलि। प्रभावती एहवइ नांमि नगरी। प्रद्युम्न एहवइ नांमि राजा। प्रीतिकरा एहवइ नांमे राणी। चंद्रसुता एहवइ नांमि कन्या। ते दक्षणादि पंथि विजयकर्णने परणावी। तेहनइ लावण्यवती एहवइ नांमि कन्या। तेहनइ नगरि परदल आव्यु। विजयकर्ण मारिउ। तेहनी स्त्री दीकरी लेइ नाठी। ते मा दीकरी सिरोवरि ग्यां। रात्रे तांहां रहियां। प्रभाति उठी चाल्यां

---

राजाએ નિમાળો કઢાવ્યો અને કહ્યું કે તું તળાઇચંગ ખરો. એટલી કથા કહીને વૈતાલ બોલ્યો રાજા, કહે એ ત્રણેમાં ખરી પરીક્ષાવાળું કોણ? રાજાએ કહ્યું કે તળાઇચંગ. એવું સાંભળીને શબ પાછું જઇ બેઠું.

એ પ્રમાણે તેવીશમી કથા સંપૂર્ણ

---

## ચોવીશમી કથા.

વળી રાજા શબ લઇ નિકળ્યો. શબ બોલવા લાગ્યું. રાજા, સાંભળ. પ્રભાવતી નામે એક નગર છે ત્યાં પ્રદ્યુમ્ન નામે રાજા રાજ્ય કરે છે. તેને પ્રીતિકરા નામે એક રાણી અને ચંદ્રસુતા નામે કન્યા છે. તે કન્યા દક્ષિણ દેશમાં વિજયકર્ણ રાજા સાથે પરણાવી હતી. તેને લાવણ્યવતી નામે એક કન્યા થઇ. એક વખત એના શહેર ઉપર બીજો રાજા ચઢી આવ્યો અને તેમાં વિજયકર્ણ માર્યો ગયો. તેની સ્ત્રી પોતાની દીકરીને લઇને નાઠી. તે મા દીકરી સરોવરને કાંઠે ગયાં ને ત્યાં રાત રહ્યાં. સવારે ઉઠીને ચાલતાં

तेतलइ हुसंगपुरि थिकु कुसुमसेखर एहवइ नामे राजा पुत्र संघाति आहेडइ रमवा तेणइ मार्गि आव्या। लक्षणवंतां पगलां देखीनइ बोल्यो के राजानी स्त्री मार्गि जाय छइ। राजा बोल्यो पुत्र सांमलि। एक दीर्घपदी छइ बीजी लघुपदी छइ। पुत्र लघुपदी ते ताहरी भार्या। दीर्घपदी ते माहरी भार्या। ते बेहु पुंठि ग्या। ते बेहुये स्त्री दीठी। पुछवा लागा। लघुपदी ते माता दीर्घपदी ते पुत्री। राजा बोलिउ पुत्र दीर्घपदी ते ताहरी भार्या। पुत्र बोलिउ आपणि जिम पहिलुं तिम पछइ। जे लघुपदी ते दीकरे लीधी दीर्घपदी ते पितायें लीधी। केतलेक दिहाडइ तेह बिहुनइ छोकरां हौआं। एकें पुत्र जणिउ। बीजीये पुत्री जणी। एतली कथा कहीनइ वैताल बोलिउ कहि राजा ते सां सगां। राजा बोल्यो पगे लागीनइ जे ए नातरु हुं न जांणुं। एहवुं सांमली सत्र पाछुं जै बेठुं।

इतिश्री चुवीसमी कथा पुरी थइ.

---

ययां એટલે હુસંગપુરથી કુસુમશેખર એવે નામે રાજા પુત્ર સંગાતે શિકાર રમવા આવ્યો. લક્ષણવંતા પગલાં જોઇને તે રાજા બોલ્યો કે આ રસ્તે કોઇ રાજાની સ્ત્રી ગઇ છે. તે રાજાએ પોતાના પુત્રને કહ્યું કે હે પુત્ર ! સાંભળ, આ રસ્તે જે સ્ત્રીઓ ગઇ છે તેમા એક દીર્ઘપદી છે અને બીજી લઘુપદી છે, માટે જે લઘુપદી એટલે નાનાં પગલાં વાળી છે તે તારી સ્ત્રી અને જે દીર્ઘપદી એટલે મોટાં પગલાં વાળી છે તે મારી સ્ત્રી. પછી તે બને પાછળ પાછળ ગયા. તે સ્ત્રીઓને જોઇને તેમણે પૂછ્યું તો જણાયું કે લઘુપદી છે, તે માતા છે અને દીર્ઘપદી છે તે દીકરી છે તે ઉપરથી રાજાએ કહ્યું કે હે પુત્ર ! દીર્ઘપદી તે તારી સ્ત્રી, પણ પુત્રે કહ્યું કે ના આપણે જેમ પહેલું કહ્યું હતુ તેમજ હવે પછી પણ કરવું જોઇએ. પછી જે લઘુપદી હતી તે દીકરાએ લીધી ને દીર્ઘપદી હતી તે બાપે લીધી. કેટલેક દહાડે તે બનેને છોકરાં થયાં. એકે પુત્ર જણ્યો ને બીજીએ પુત્રી જણી એટલી કથા કહીને વૈતાલ બોલ્યો કે કહે રાજા, એ છોકરાં શા સગાં કહેવાય? રાજા પગે લાગીને બોલ્યો કે એ સગપણ હું જાણતો નથી એવું સાંભળી શબ પાછું જઇ બેઠું.

એ પ્રમાણે, ચોવીશમી કથા પૂરી થઇ

## अथ पचवीसमी कथा.

वली राजा सब्र लेइ नीकलु। सब्र बोलवा लागु। हे राजेन्द्र हुं त्रुठो। वर मागि। राजा बोलिउ सर्व सिद्धि आपि। वैताल बोलु हे राजन ज्हेवारइ ए देगंबर तुं पाहि नमस्कार करावइ तेहवारइ तुं एहवुं कहइजे मुंहने नमस्कार करि देखाडि। तेहवारइ तुं खडग लेइ माथुं वाढजे अनइ ति लोहीतुं अर्घ देजे। पछइ राजा सब लेइ नीकल्यु। तिहां ग्यु। देगंबर बोलिउ राजा अपार वारु कीधुं। ए मंडलनइ प्रदक्षणा करीनइ मंडलनइ नमस्कार करि। राजा बोलिउ स्वांमी नमस्कार करी देखाडि। ते योगी देखाडइ तेतलइ राजाए माथुं वाढु। ते बत्रीस लक्षणानिं रुधिरि अर्घ दीधु। राजानि अष्ट महासिद्धि होइ। ते योगी सोनातुं पुरुष हौउ। पछइ देव गंधर्व सिद्ध किन्नर विद्याधर यक्ष राक्षस

---

## પચીશમી કથા.

વળી રાજા શબ લઇ નિકળ્યો. શબ બોલવા લાગ્યું હે રાજેન્દ્ર ! હું તુષ્ટમાન થયો છું. વર માગ. રાજા બોલ્યો, જો એમ છે તો મને સર્વ સિદ્ધિ આપ. વૈતાલ બોલ્યો હે રાજન્ ! જે વખતે એ દિગંબર તારી પાસે નમસ્કાર કરાવે તે વખતે તું એવું કહે જે કે મને નમસ્કાર કરી દેખાડો. પછી એ નમસ્કાર કરવા જાય ત્યારે તું તલવાર લઇ તેનું માથું વાઢી નાખજે અને તે લોહીનું દેવીને અર્ઘ દેજે. એવું સાંભળીને પછી રાજા શબ લઇ ચાલતો થયો, અને મહાસ્મશાનમાં જ્યાં યોગી બેઠો હતો ત્યાં ગયો. તેને યોગીએ કહ્યું કે રાજા, બહુ ઉત્તમ કામ કર્યું. હવે આ મંડળને પ્રદક્ષણા કરીને નમસ્કાર કર. રાજાએ કહ્યું સ્વામી, નમસ્કાર કરી દેખાડો. તે પ્રમાણે યોગી દેખાડવા ગયો એટલે રાજાએ માથું વાઢી નાખ્યું, અને તે બત્રીશલક્ષણા પુરૂષના રૂધિરથી અર્ઘ આપ્યું. એટલે રાજાને અષ્ટ મહાસિદ્ધિ પ્રાપ્ત થઇ. તે યોગી સોનાનો પુરૂષ થઇ ગયો. પછી દેવ, ગાંધર્વ, સિદ્ધ, કિન્નર, વિદ્યાધર, યક્ષ, રાક્ષસ, સઘળાએ રાજાને વરદાન

सवले राजानि वरदांन दीधुं तुं सवली पृथ्वीतुं राजा हुइ । इंद्र बोल्डिउ राजा वर मागि । राजा बोल्डिउ ए सोवर्णनुं पुरषे अष्टमासिद्धि थाउ । यम पृथ्वी उरण करुं अनि कथा पृथ्वीमांहे प्रसिद्ध थाउ ।

इतिश्री वैनालपंचविंशतिकायां पंचविंशतितिम कथानक संपूर्ण ।

यादृशं पुस्तके दृष्टं तादृशं लिखितं मया ।
यदि शुद्धमशुद्धंवा ममदोषो न दीयते ॥

इतिश्री वैतालपंचवीसी कथा पूरी थइ ।

---

આપ્યું કે તું સઘળી પૃથ્વીનો રાજા થઈશ, પછી ઇંદ્રે કહ્યું કે હે રાજા વર માગ. ત્યારે રાજાએ કહ્યું કે એ સુવર્ણના પુરૂષ વડે મને અષ્ટ મહાસિદ્ધિ પ્રાપ્ત થાઓ અને હું આખી પૃથ્વી જીતું તથા આ કથા પૃથ્વી માંહે પ્રસિદ્ધ થાઓ.

એ પ્રમાણે વૈતાલ પંચવિશી કથામાં પચીસમી કથા સંપૂર્ણ.

" પુસ્તકમાં જેવું જોયું તેવું મેં લખ્યું છે. એમાં શુદ્ધ કે અશુદ્ધ હોય તો તેનો દોષ મને દેશો નહિ."

એ પ્રમાણે વૈતાલપચીસી પૂરી થઈ.

# महत्त्वनी अशुद्धिओनी शुद्धि.

| पृष्ठ | पंक्ति | अशुद्ध | शुद्ध |
|---|---|---|---|
| ३ | १९ | घरो | घेरो |
| ,, | २३ | योगी वर्संति | योगीवर संति |
| ४ | १२ | निमित्तकं | नैमित्तकं |
| ५ | २० | मौन पणित सुहड थइ न | मौनपणि सुहड थइ |
| ६ | १ | शंकाशं | संकाशं |
| ,, | २ | वर्तुलाचक्षं | वर्तुलाक्षेत्र |
| ,, | १३ | भय सत्तंना | भयमैत्ता |
| ,, | ,, | कल्लायणे | कल्लाणये |
| ,, | १४ | विमर्गा | विमर्गं |
| ,, | ,, | फ्लोयन्ति | प्लायन्ति |
| ७ | १२ | र्वाग | र्यासि |
| ११ | १४ | मम | म |
| १४ | ११ | वात जइमी | वातम इसी |
| १६ | ५ | पृठीउ | पृठीउ |
| ,, | २० | यदाम्या: | यदाम्यु: |
| १७ | ७ | जाप | जबाप |
| २० | १६ | नमं | र्म्मे |
| २३ | ६ | ए | एक |
| ,, | ११ | तुं मम ल्सी माति धात | तुंम मलसी राति मात |
| ३४ | ३ | मेटि | मेटिं |
| ,, | ११ | ग्रहें | ग्रहें |
| ,, | ,, | कहें | कहें |
| ,, | २० | कहि | कहि |
| ३५ | छेल्ली | मण | पण |
| ३६ | ७ | मलाउं वार | म लाउं वार |
| ४१ | १२ | चिंता | चिंतां |
| ,, | १५ | चितायत्तं | चित्तायत्तं |
| ,, | ,, | धातुबद्ध | धातुबद्धं |

| | | | |
|---|---|---|---|
| ४२ | १६ | तं | तद् |
| ४४ | १२ | मली | गली |
| ४८ | १२ | जांय | जांम |
| ५० | ११ | विमासें | विमासें |
| ५६ | १९ | मोक्षीर | गोक्षीर |
| ,, | २१ | जंतुनां | जंतुना |
| ,, | २२ | यदर्थं | यदर्थं |
| ,, | ,, | तत्शरीर मन्यता | तच्छरीरे ननित्यता |
| ५७ | २ | तृष्णेका | तृष्णैका |
| ,, | ५ | वातातप | वातातप |
| ,, | ६ | तपस्तप: | तपस्तप्त्वा |
| ५९ | ८ | अमृत | अमृत |
| ६४ | ८ | तरयत्वयिन्कृतम् | तर गा त्वया कृता |
| ,, | १० | तान् | तानि |
| ,, | ,, | यान् | यानि |
| ६७ | १५ | मर्वस्व | मर्वम्वं |
| ६८ | १९ | श्रीवतो | श्रीमतो |
| ,, | २० | देव | देवः |
| ७४ | २३ | जांय | जांम |
| ७६ | १६ | घयो | भयो |
| ७७ | २० | तुगे | तुमे |
| ७८ | ४ | संकते | शंकते |
| ,, | ६ | नास्ति | नास्ति वै |
| ,, | ,, | जागरतो | जाग्रतो |
| ७९ | १ | रवि | रचि |
| ९६ | २५ | शिल्पिन्याद्या | शिल्पिन्याद्याः |
| ११७ | ८ | विनिता | विनीता |
| १२२ | ६ | मयतुमाभूय | मवतुमाभूयात् |
| १२३ | १० | वर्पिपिकन्या | वर्पिकन्या |
| १३८ | ४ | मातुपाः | मानुषाः |